બિસ્મીહી તઆલા

# કયામતથી જન્નત સુધી

પ્રસિધ્ધકર્તા

મૂસાજી દીપક બારડોલીકર

Good Books

136, Stamford St., Old Traffod
Manchester - M16 9 LR
U. K.

# કયામતથી જન્નત સુધી

મૂસાજી દીપક બારડોલીકર



**Good Books**
136, Stamford St., Old Traffod
Manchester - M16 9 LR (U. K.)
2016

# Qiyamat Thi Jannat Sudhi

By : Moosaji Deepak Bardolikar



પ્રથમ આવૃત્તિ : ૨૦૧૬



-: Published by :-

Bardolikar. good books
136, Stamford St., Old Traffod,
Manchester - M16 9 LR, (U.K.)

ટાઈપસેટિંગ એન્ડ મુદ્રણ

આસીફરઝા એમ. માસ્તર – 9825437847
અ. સમદ એમ. મુલ્લાં – 9824470079
www.nooranimakatib.com

સીટીઝન પ્રીન્ટર્સ
સવેરા કોમપ્લેક્ષ, ખટોદ્રા, સુરત.
Mobile : 98254 55166

بسم الله الرحمن الرحيم

‘શુરૂ અલ્લાહના નામથી
મહાકૃપાવંત, મહાદયાળું’

## —:દુઆ માટે વિનંતી:—

આ કિતાબ એવી શુભ આશાએ મેં તૈયાર કરી, છપાવી—પ્રગટ કરી છે કે એ મારાં માતાપિતા, દાદા—દાદી, નાના—નાની, મારાં મરહુમ ભાઈઓ—બહેનો તથા મરહુમ પત્ની ફાતેમા માટે મગફિરત અને નજાતનું કારણ બની રહો.—યા રબ્બે કરીમ, ગફુરુર્રહીમ, અમારાં આ મરહુમીનની મગફિરત ફરમાવો અને એમને જહન્નમથી બચાવી જન્નતુલ ફિરદૌસમાં આલા મુકામ અતા કરો. આમીન, યા રબ્બલ આલમીન.

આ સાથે વાચકોને, અમારાં આ મરહુમીનની મગફિરત માટે દુઆ કરવા, વિનમ્ર વિનંતી કરવામાં આવે છે. જઝાકલ્લાહ.

—મૂસાજી દીપક બારડોલીકર

# –: નિવેદન:–

અલ–હમ્દુ–લિલ્લાહ !

સર્વ પ્રશંસાને પાત્ર એક માત્ર અલ્લાહ છે. વહદહૂ લાશરીક, મહા કૃપાવાન, મહા દયાળુ. આ સૌ તેની કૃપાઓનું પરિણામ છે કે અનેક અડચણો હોવા છતાં આ પુસ્તક હું સંપૂર્ણ કરી શકયો છું, જેનો મને આનંદ છે.

આ પહેલા ૨૦૧૪માં એક કિતાબ કયામત કરીબ હશે ત્યારે લખી–પ્રગટ કરી હતી. એ સમયથી મનમાં હતું કે કયામતથી આગળની ઘટનાઓ, કર્મોનો હિસાબ તથા જન્નત–જહન્નમની સ્થિતિ–પરિસ્થિતિ વિશે પણ કંઈક લખવું જાઈએ. ગુજરાતીમાં આ પ્રકારનું અહાદીસે નબવી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના આધારે તથા કુરઆને કરીમની રોશનીમાં રચાયેલું ગ્રંથસ્થ સાહિત્ય કદાચ નથી. અને આજે એની અત્યંત આવશ્યકતા છે એમ હું માનું છું.

આ ખયાલે કુરઆને કરીમ અને અહાદીસે નબવી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમમાંથી, કયામતથી જન્નત સુધીના વિષયને લગતી સામગ્રી ભેગી કરી અને અલ્લાહ તઆલાનું નામ લઈ લેખન શરૂ કર્યું. કાર્ય ઘણું કઠિન હતું. પણ શ્રધ્ધા હતી, વિશ્વાસ હતો અને અલ્લાહની કૃપા, જેથી હિમ્મત મળતી રહી અને આ કાર્ય સંપૂર્ણ થયું.

અત્રે આ નોંધવું રહયું કે મહાન આલિમે દીન હઝરત ઈબ્ને કસીર અદ–દમિશ્કી (રહ.)નો એક ગ્રંથ અલ–બિદાયહ–વ–અન–નિહાયહ ઘણો મશહૂર છે. એ ગ્રંથનો અંતિમ ભાગ છે અલ–ફિતન વલ મલાહિમ. કયામત પહેલાં અને ત્યાર પછીની હકીકતો દર્શાવતી

હદીસોના આ સંચયનો અનેક ભાષાઓમાં અનુવાદ થયો છે. એનો અંગ્રેજી અનુવાદ બિફોર એન્ડ આફ્ટર ધ લાસ્ટ અવર નામે કરાંચીની દારૂલ ઈશાઅત નામે સંસ્થા દ્વારા પ્રગટ થયેલો છે. મારા આ પુસ્તકના લેખનમાં એ અંગ્રેજી અનુવાદ મને ઘણો ઉપયોગી થયો છે. મોટા ભાગની અહાદીસ એ જ ગ્રંથમાંથી લેવામાં આવી છે. એ સિવાય અન્ય કેટલાક ગ્રંથો પણ ઉપયોગમાં લેવાયા છે, જેની યાદી આ પુસ્તકના અંત ભાગમાં આપવામાં આવી છે.હું એ ગ્રંથોના કર્તાઓનો ઋણી છું.

આ પુસ્તકમાં કયામતની ભીષણતાથી લઈને મહશર, અર્શે આઝમ, અલ્લાહની અદાલત, પુલ સિરાત, જહન્નમ, જન્નત વગેરે વિષયોનો આબાદ ચિતાર આપતાં વર્ણનો કરાયેલા છે, જે સુફી વાચકોને ચિંતન મનન માટે પ્રેરશે એવી મને આશા છે. શુક્રિયા.

મુસાજી દીપક બારડોલીકર

માનચેસ્ટર
૧૪ જુલાઈ ૨૦૧૫

# અનુક્રમણિકા

# કયામતથી

# જન્નત સુધી

–: મુસાજી દીપક બારડોલીકર :–

" તેની (જન્નતની) અંદર ગોરી (સંગિનીઓ) હશે, સુઘડ – સુંદર તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈ કઈ કૃપા નો તમે ઈન્કાર કરશો ? (સુ. ૫૫ : આ.૭૦–૭૧)

## –: સદાચારીઓ માટે :–

'(જન્નતમાં) સુગંધ ભ્રષ્ટ ન થઈ શકે એવી પાણીની નહેરો છે. કદી સ્વાદફેર ન થાય એવી દૂધની નહેરો છે. પીનારાઓ માટે લિજજતદાર શરાબની નહેરો છે, અને વિશુધ્ધ મધની નહેરો, ત્યાં તેમના માટે દરેક પ્રકારનાં ફળો છે અને તેમના માલિકના તરફથી ક્ષમા.' (૪૭ : ૧૫)

# —: કયામત ની ભીષણતા :—

સૂરની ગર્જના અત્યંત ભયાનક હશે. અને તેનો આઘાત એવો કે સમગ્ર સૃષ્ટિ અસ્ત–વ્યસ્ત થઈ જશે. ધરતીના કટકા–બટકા થશે. પેટાળમાના ગુપ્ત ખજાના બહાર ફેંકાઈ જશે. આકાશ ચીરાશે વગેરે કલ્પનાતીત એવું ઘણું થશે. એ સૌ અદ્ભુત હકીકતોનું વર્ણન કુરઆને કરીમમાં વિસ્તારથી કરાયેલું જોવા મળે છે.

અલ્લાહના કલામ માહેની એ પવિત્ર આયતો–સૂરતો માંહેથી કેટલાક આવશ્યક આનુષંગિક અંશો અત્રે રજુ કરવામાં આવે છે.

**મા બાળકને ભૂલી જશે. :–**

' એ લોકો ! તમારા રબનો ડર રાખો. કયામતનો ભૂકંપ અત્યંત અસાધારણ હશે. એ દિવસે તમે એને જોશો (ત્યારે જોશો કે) સ્તનપાન કરાવતી પ્રત્યેક માતા તેના ધાવણા બાળકને વિસરી જશે. અને પ્રત્યેક ગર્ભવતીનો ગર્ભપાત થઈ જશે. અને તમે જોશો કે લોકો તમને પીધેલા લાગશે જો કે તે પીધેલા નહીં હોય. (વાસ્તવમાં) અલ્લાહનો અઝાબ અત્યંત ભયાનક હશે.' (સુ.૨૧ : આ.૧–૨)

'પછી જયારે કાન ફાડી નાખે એવો અવાજ થશે તે દિવસે, માણસ દૂર ભાગશે તેના ભાઈથી અને તેની માથી અને તેના પિતાથી, અને તેની પત્નીથી અને તેના સંતાનોથી. તે દિવસે દરેક માણસ તેને (અન્યોથી) ગાફિલ કહે એટલી હદે ચિંતામાં હશે.' (સુ.૮૦ : આ. ૩૩–૩૭)

' અને એમ માનશો નહીં કે દુરાચારીઓ જે કંઈ કરે છે તેનાથી અલ્લાહ બેખબર છે. બલકે તેમને એ દિવસ સુધી તે મહોલત આપે છે કે જયારે આંખો ભયથી પહોળી થઈ જશે. અને (તેઓ ગભરાટમાં)ઊંચા માથે દોડતા જઈ રહયા હશે. તેમની નજર પોતાની જાત તરફ વળશે નહીં અને તેમના દિલ ખાલીખમ હશે.'(સ.૧૪: આ.૪૨–૪૩)

' જયારે પૃથ્વી (અતિશય) થરથરાટ સાથે ધ્રુજી જશે અને પૃથ્વી તેના (પેટાળમાંનો) બધો બોજ (બહાર) ઠાલવી દેશે. અને માણસ પોકારશે : 'આને થયું છે શું ?' ( સુ.૯૯ : આ.૧–૩)

**બીજો–ત્રીજો ફુંકવાટો :–**

આપણે ઉપર જોયું એમ સૂરના પહેલા ફુંકવાટા સાથે એક મહાભૂકંપ સર્જાશે. ભયાનક આપત્તિ ઊતરી આવશે અને ત્યાર પછી બીજા ફૂંકવાટે તો સિતારા બેનૂર થઈ જશે, સૂર્ય–ચંદ્ર લપેટી લેવાશે, તમામ પ્રાણધારીઓનું મૃત્યુ થઈ જશે, પહાડો ચકિત કરી દેવાશે, આકાશ ચીરાશે, ધરતી પર અસામાન્ય ભાંગફોડ થશે વગેરે વર્ણનો દર્શાવતી આયતો હવે જોઈશું.

' અને સૂર ફુંકવામાં આવશે ત્યારે આકાશોમાં અને પૃથ્વી ઉપર છે તે સૌ નિર્ભાન થઈ ઢળી પડશે, સિવાય કે તે જેને અલ્લાહ બચાવે. ત્યાર પછી સૂર ફરી ફુંકાશે અને તેઓ ઊભા થઈ જશે, જોવા લાગશે અડખે પડખે.' (સુ.૩૯ : આ.૬૮)

' એ ભયાનક આપત્તિ ! એ ભયાનક આપત્તિ શું છે ? અને તમે જાણોછો કે એ ભયાનક આપત્તિ શું છે ? (એ છે) એક દિવસ, જયારે માનવજાતની દશા એવી હશે, જાણે વેરવીખેર પતંગિયાં, અને પહાડ એવા થઈ જશે, જાણે પીંજેલું ઊંન ! ' (સુ.૧૦૧ : આ.૧–૫)

' પછી જયારે સૂર માં એક ફુંકવાટો ગાજશે અને પૃથ્વીને પર્વતો સહિત ઉપાડી એક જ પ્રહારે ધૂળ કરી દેવાશે.. તે દિવસે (મોટી) ઘટના સર્જાશે. અને આકાશ ચીરાશે પછી તો (આસમાન)તે દિવસે બિલકુલ બોદું થઈ ગયું હશે, અને તેની કોરેમોરે ફિરિશ્તા ઊતરી આવશે.' (સુ.૬૯ : આ.૧૩–૧૭)

**સૂર્ય લપેટી લેવાશે :–**

' જયારે સૂર્ય લપેટી લેવાશે અને જયારે સિતારા ખરી પડશે. અને જયારે પહાડો સ્થાન ભ્રષ્ટ કરી દેવાશે. અને ગર્ભવતી ઊંટડીઓ ત્યજી દેવાશે. અને જયારે રાની પશુઓ ભેગાં કરી દેવાશે. અને જયારે સમંદરો ભભૂકી ચડી આવશે. અને જયારે પ્રાણો (દેહોમાં) ભેળવી દેવાશે. અને જયારે જીવતી દફનાવી દેવાયેલી છોકરીને પૂછવામાં આવશે – 'કયા ગુનાસર તેની હત્યા કરાઈ હતી ? ' (સુ.૮૧ : આ.૧–૯)

' જયારે આકાશ ફાટી – ચીરાઈ જશે અને સિતારા વેરવીખેર થઈ જશે. અને જયારે સમંદર વેગથી આગળ ધસી આવશે. અને જયારે કબરો ઉલટાવી દેવાશે. ત્યારે દરેક જીવ જાણશે કે તેણે આગળ શું મોકલ્યું હતું અને (શું) પાછળ મૂકી આવ્યો છે.'(સુ.૮૨ : આ.૧–૫)

'જયારે સૂર ફુંકાશે અને તમો સૌ ટોળાબંધ નીકળી આવશો. અને આકાશો ખોલી દેવાશે, જાણે દરવાજા ! અને પહાડો ચલિત કરી દેવાશે. (સુ.૭૮ :આ.૧૮–૨૦)

'તે (માણસ)પૂછે છેઃ 'કયામતનો દિવસ કયારે આવશે?'–– તો આંખો જયારે નિષ્ફળ થઈ જાય અને ચંદ્રમાં તિમિરગ્રસ્ત થઈ જાય, અને

સુર્ય તથા ચંદ્રમાને એક સાથે સાંકળી દેવામાં આવે, તે દિવસે માણસ કહેશે:'કયાં ભાગી જાઉં? અફસોસ આશ્રય કયાંય નથી' એ દિવસે આશ્રય માત્ર તારા રબ પાસે હશે'.(૭૫:૬–૧૨)

**કયામત કયારે ?:–**

કયામત કયારે સર્જાશે તે કોઈ જાણતું નથી, સિવાય કે અલ્લાહ તઆલા. તેના ચોકકસ સમયનું, ચોકકસ ઘડીનું જ્ઞાન અલ્લાહના પયગમ્બરોને પણ ન હતું. અલબત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કયામતના આગમન વિશે કેટલાક સંકેતો દર્શાવ્યા છે. અહાદીસમાં સુચવાયેલી એ આગાહીઓ, નિશાનીઓમાંની કેટલીક આ પ્રમાણે છે:

'કયામત કરીબ હશે ત્યારે પ્રચંડ વરસાદ થશે, આકાશ માંથી ધુમાડો ફેલાશે, આભ ઉંચી ઈમારતો બંધાશે, અયોગ્ય લોકો સત્તા સંભાળશે, સમય બહુ ઝડપથી પસાર થશે, દુનિયા બુરા બાપના બુરા બેટા જેવી થઈ જશે, દગાબાજી સામાન્ય થઈ જશે, પુરુષો ઓછા અને સ્ત્રીઓ ની સંખ્યા વધી જશે, જ્ઞાન ઘટશે અને ઘોઘાટ વધી જશે, જમીનમાંથી એક વિચિત્ર જાનવર નીકળશે, યાજુજ અને માજુજ છુટશે, દજજાલ નિકળશે, હઝરત ઈસા (અસ.) આકાશ માંથી ઊતરશે, સૂર્યોદય પશ્ચિમમાંથી થશે, પ્રંચડ આગ ફેલાશે, વગેરે.

**દુરાચારીઓ પર:–**

સારા સજજનો, શ્રધ્ધાવાનો હશે ત્યાં સુધી કયામત સર્જાવાની કોઈ શકયતા નથી. તે દુરાચારીઓ, શ્રધ્ધાહીનો પર ઊતરશે. અલ્લાહનું નામ લેનાર કોઈ નહીં રહે ત્યારે સર્જાશે.

ઈબ્ને કસીરે નોંધ્યા પ્રમાણે ઈબ્ને અબી દુનિયાએ નોધ્યું છે કે અતા ઈબ્ને યઝીદ અસ–સકસકી વર્ણવે છે કે ''કયામત બૂરા–દુરાચારીઓ પર સર્જાશે. તેઓ ત્યાં (વિશ્વમાં) હશે ત્યારે અલ્લાહ તઆલા મહાભૂકંપ સર્જાવશે., જે તેમના પગોને તેમના ઘરોને ઉખેડી નાખશે. માણસો, જિન્નાતો, શેતાનો ભાગી છુટવાનો રસ્તો શોધશે. તેઓ પશ્ચિમાં જશે, પણ જોશે કે ત્યાં સીમા બંધ છે અને ચોકિયાતો (ફિરિશ્તા) ઉભા છે. તેઓ ત્યાંથી પાછા ફરશે. ત્યારે કયામત તેમના પર ઉતરી આવશે. એ સમયે તેઓ એક પોકારનારને સાંભળશે, જે કહી રહયો હશે, 'એ લોકો અલ્લાહનો હુકમ આવી પહોંચ્યો છે. એના માટે ઉતાવળ ન કરો.' અને સૂરનો ફુંકવાટો ગાજશે. અને ધરતી તથા આકાશોમાં જે કોઈ હશે તે મરણ પામશે, સિવાય કે અલ્લાહ જેને બચાવે.'' (ઈબ્ને હજર–અલ ફિતન. સુયૂતી–અદ દુર્રુલ–મન્સૂર. હદીસનો અંશ)

**જમીન ફાટશે, આકાશ ચીરાશે :–**

અબુ બકર ઈબ્ને અબુ દુનિયાએ તેમના ગ્રંથ 'અહવાલે–યવમુલ –કિયામહ' માં ઉબૈ ઈબ્ને કઅબ (રદિ.)ના હવાલાથી નોધ્યું છે કે કયામતની છ નિશાની છે. લોકો બજારોમાં તેમના કારોબારોમાં પરોવાયેલા હશે ત્યાં અચાનક સૂર્યનો ઉજાશ અલોપ થઈ જશે, પર્વતો પટકાઈ જશે જેથી ભારે થરથરાટ, ગભરાટ મચશે. માણસો તથા જિન્નાત સૌ ડરી જશે. પશુ–પક્ષીઓ ગભરાઈ જશે ભાગશે, ભટકાશે. જિન્નાત માણસોને કહેશે 'અમે તમારા માટે સમાચાર લાવ્યા છીએ, અમારી સાથે દરિયા કાઠે ચાલો. તે ભડકતી આગ માફક બળી રહયા

છે.'તેઓ આવી આ મુજવણમાં હશે ત્યાં જમીન નીચે સાતમાં પળ સુધી ફાટી જશે અને આકાશ સાતમાં આકાશ સુધી ચીરાઈ જશે. અને એ દરમીયાન ચાલનારી હવાના કારણે સૌ મરણ પામશે."

તેમણે ઉકબા ઈબ્ને આમીર (રદિ.)ના હવાલાથી આમ પણ નોધ્યું છે કે અલ્લાહ ના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "ઢાલ જેવાં કાળાં વાદળો પશ્ચિમમાંથી તમારા ઉપર છવાશે, તે ત્યાં સુધી કે તમને લપેટી લેશે. અને (ત્યારે) એક પોકારનાર હશે, 'ઓ લોકો ! અલ્લાહનો હુકમ આવી પહોચ્યો છે.'(મુસતદરક હાકિમ, સુયુતી–અદ દુર્રુલ–મન્સુર,કન્ઝુલ ઉમ્માલ)

**ત્રણ ફુંકવાટા :–**

સૂર ના ફુંકવાટા કુલ ત્રણ હશે. આ સંદર્ભે અબૂ યઅલાએ તેમની મુસનદમાં સૈયિદિના અબૂ હુરયરહ (રદિ.)ના હવાલાથી નોધ્યું છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "ગૌરવશાળી અલ્લાહે આકાશ અને પૃથ્વીનું સર્જન કર્યુ. ત્યારે સૂરનું પણ સર્જન કર્યુ હતું. (અને) તે ઈસરાફીલ ને સોંપ્યું હતું. તેઓ તેને પોતાના મોઢે માંડીને સ્થિર ઉભા રહી, હુકમ માટે અર્શ તરફ જોઈ રહયા છે. તેઓ તેને ત્રણ વાર ફુંકશે. પહેલો ફુંકવાટો ડરામણો ફુંકવાટો હશે. બીજો મૃત્યુ ફુંકવાટો અને ત્રીજો સૃષ્ટિઓના માલિક સમક્ષ પુનર્જીવિત થવાનો ફુંકવાટો હશે." (હદીસનો અંશ)

અહાદીષમાં દર્શાવ્યા પ્રમાણે દરેક ફુંકવાટા વચ્ચે ચાળીસ–ચાળીસ વર્ષનું મધ્યાંતર (Interval) રહેશે. પહેલા ફુંકવાટા સાથે ધરતી પર અસામાન્ય ઉથલપાથલ મચશે, આકાશ ચીરાશે, ધરતી ફાટશે,

પહાડો પટકાશે અને તે વાદળો માફક ઉડવા લાગશે, સૂર્ય અને ચંદ્રમાં કાળા થઈ જશે. એ વતરોગ સમંદરો સળગશે. આ હશે ડરામણા–ભયભીત કરનારા, સૂરના પેહલા ફુંફવાટાની તાસીર.ત્યાર પછીના બીજા ફુંફવાટે સૌ પ્રાણધારીઓનું મૃત્યું થશે. અને ત્રીજો ફુંફવાટો પુનર્જીવનનો ફુંફવાટો હશે. બીજા અને ત્રીજા ફુંફવાટા વિશે કલામે પાકમાં ઈર્શાદે રબ્બાની છે:

'અને સુર ફુંકાશે તો તે સૌ, જે આકાશો અને તે સૌ જે જમીન ઉપર છે મૂર્છિત થઈ જશે, સિવાય કે તે જેને અલ્લાહ બચાવે. ત્યાર પછી તે (સૂર)ફરી ફુંકાશે અને તેઓ ઊભા થઈ જશે અને આમતેમ જોવા લાગશે.'(સુ.૩૯–આ.૬૮)

મતલબ કે સૂર પર ગાજનારો બીજો ફુંફવાટો આ સૃષ્ટિના અંતનો, વિલયનો, વિસર્જનનો ફુંફવાટો હશે. ત્યાર પછી કોઈ પ્રાણધારી કે જડ મખલુકનુ અસ્તિત્વ રહેશે નહિં. અને રહેશે એક માત્ર અલ્લાહ, સર્વ શકિતમાન, સર્વજ્ઞ,સર્વકાલીન.

**આંખ સામેનું ચિત્ર:–**

અલ્લાહના પવિત્ર કલામમાં કયામતનું આબેહુબ ચિત્રાંકન પણ કરાયું છે. મુહારીબ ઈબ્ને દિસારે કહયું છે કે અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર(રદિ.)એ અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આમ ફરમાવતા સાંભળયા છે કે :"જે લોકો અંતીમ ઘડીને(કયામતને) પોતાની આંખ સામેના ચીત્ર માફક જોવા ઈચ્છતા હોય તેમણે કુરઆનની આ સુરતો (૧)ઈઝશશમ્સુ કુવ્વિરત,(૨)ઈઝસ્સસમા ઉન ફતરત,(૩)અને ઈઝસ્સમાઉન શકકત'પઢવી જાુઈએ". (તિરમીઝી, મુસનદ અહમદ)

આ ત્રણે સૂરતો–અત–તકવીર, ઈન્ફિતાર અને ઈન્શિકાક પારહ અમ્મમાં આવેલી છે.

**અંતિમ ફુંકવાટો :–**

ઈબ્ને કસીરે નોંધ્યા પ્રમાણે સૂર વિશેની હદીષમાં કહેવાયું છે કે સૂરનો મરણ ફુંકવાટો એટલે કે બીજો ફુંકવાટો ગાજશે ત્યાર પછી સૌ પ્રાણધારી માનવી–પ્રાણી વગેરે મરણ પામશે. ફિરિશ્તા પણ. અને હર હંમેશ જીવંત રહેનાર એક માત્ર અલ્લાહ બાકી રહેશે. આ બે ફુંકવાટા દરમિયાન તે આકાશો તથા પૃથ્વીને બદલી નાંખશે. અને ત્યાર પછી પાણીને વરસવાનો હુકમ કરશે. અને એ દ્વારા કબરોમાં દેહોનું પુનરસર્જન કરશે. બાદમા અર્શ ઉપાડનારા ફિરિશ્તાઓને પુનર્જીવીત કરશે અને ત્યાર પછી ઈસરાફીલ, જિબ્રઈલ, મીકાઈલ ફિરિશ્તાઓને જીવિત કરવામાં આવશે. હવે અલ્લાહ સર્વ પ્રાણીઓને, આત્માઓને બોલાવશે. ઈમાનદારોના પ્રાણ ચળકતા હશે. જયારે અન્ય પ્રાણો કાળા હશે. તે તેમને સૌને સૂરના ભૂંગળામાં નાંખશે અને ઈસરાફીલને પૂનર્જીવનનો ફુંકવાટો ફુંકવા હુકમ કરશે. અને ત્યાર પછી પૂનર્જીવનની પ્રક્રિયા શરૂ થશે.

**કલામે પાકમાં :–**

કલામે પાકમાં પૂનર્જીવન વીશે એકાધીક આયતો છે. જેવી કેઃ

'એ (માટી)માંથી અમે તમારુ સર્જન કર્યું છે. અને એની અંદર અમે તમને પરત કરીશું. અને અમે તમને એ માંથી બીજી વખત બહાર કાઢીશું'. (સુ.૨૦ : આ.૫૫)

'તેણે(અલ્લાહ તઆલા)એ કહયું,'એની અંદર તમે રહેશો અને એની અંદર તમે મૃત્યુ પામશો. અને ત્યાં થી તમને(પુનઃ)બહાર કાઢવામાં આવશે.'(સુ.૭ઃ આ.૨૫)

ફિરિશ્તા ઈસરાફીલ, અલ્લાહના હુકમથી ધરતી અને આકાશ વચ્ચે ઉભા રહીને પુનરજીવન ફુંકવાટો ફુંકશે. દરેક આત્મા તેના દેહમાં પાછો ફરશે. અને તેઓ સૌ સૃષ્ટિના માલીક સામે ઊભા થઈ જશે. (તબરાની–તફસીર, હદીષનો અંશ)

**સંદર્ભ ગ્રંથો :–**

બિફોર એન્ડ આફટર ધ લાસ્ટ અવરઃ ઈબ્ને કસીર અદ–દમિશ્કી (ટ્રાન્સલેશનઃ રફીક અબ્દુર્રહેમાન)–(૨) ધ હોલી કુરઆન,(ટ્રાન્સલેશન એન્ડ કોમેન્ટ્રીઃ અબ્દુલ્લાહ યૂસુફ અલી.)

# —: મહશરમાં મેદની :—

આપણે આગળ જોઈ ગયા એમ, સૂરના પ્રથમ ફુંકવાટા સાથે ધરતી અને આકાશ નું સર્વ કંઈ અસ્ત વ્યસ્ત થઈ જશે, મહાભુકંપ સર્જાશે, ધરતી પેટાળમાના ખજાના બહાર ઠાલવી દેશે, સૌ મખલુક ભયભીત અને ચિંતાગ્રસ્ત દશામાં ભાગશે. આ ગર્જના એવી ભયાનક હશે કે આકાશ ચીરાઈ જશે, સિતારા બેનુર થશે અને સૂર્ય તથા ચંદ્રમા અંધકારમાં અદૃશ્ય થઈ જશે.

**પહેલી નિશાની :—**

એ દિવસે જાહેર થનારી પહેલી નિશાની આગ સ્વરૂપે હશે. એ આગ કયામત વિશેની દસ મોટી નિશાનીઓ માની અંતિમ અને કયામત આવી પહોંચી હોવા વિશેની પહેલી નિશાની હશે. અબ્દુલ્લાહ ઈબ્ને સલામ(રદિ.)ના કયામતની પહેલી નિશાની વિશેના સવાલના જવાબમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "આગ, જે પૂર્વથી પશ્ચિમ સુધીના લોકોને ભેગા કરી દેશે. "(બુખારી,મુસનદેઅહમદ)

અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ)વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું," તે (આગ), લોકોને તે સ્થળે ભેગા કરશે, જયાં ઈબ્રાહીમે હિજરત કરી હતી." (મુસનદે અહમદ—હદીસનો અંશ)

અત્રે યાદ રહે કે હઝરત ઈબ્રાહીમ (અસ.) મકકાના સફર પછી હિજરત કરીને ઈરાકથી સિરીયા ચાલ્યા ગયા હતા.

મતલબ કે આગ, અલ્લાહની મખલુકને સીરિયામા એકત્રીત કરશે. અને ત્યાર પછી કદાચ સુરનો બીજો ફુંકવાટો ચાળીસ વરસ બાદ ગાજશે. એ હશે મૃત્યુ ફુંકવાટો. હવે સૌનુ મરણ થઈ જશે. અલબત્ત ફિરિશ્તા મિકાઈલ, ઈસરાફીલ, જિબ્રઈલ તથા અર્શ ઉપાડનારા ફિરિશ્તા એ સમયે મૃત્યુ થી બાકાત રખાશે.

**ત્રીજો ફુંકવાટાની તાસીર :–**

અહાદીસ અનુસાર ત્રીજા ફુંકવાટે સૌ મૃતકોને પૂનર્જીવીત કરવામાં આવશે. એ પૂનર્જન્મ પામેલા લોકો તેમની કબરોમાંથી નીકળીને તેમના રબ તરફ દોડશે.

હઝરત સુફયાન સવરીના અનુસાર હઝરત અબ્દુલ્લાહ(રદિ.) વર્ણવ્યું છે કે :" સૂરના બે ફુંકવાટા વચ્ચે અલ્લાહ ઈચ્છે એટલો સમય પસાર થશે. અને ત્યાર પછી અલ્લાહ તેના અર્શ તળેથી પાણી વરસાવશે અને (મૃત)દેહો લીલોતરી માફક ઊગશે. ત્યાર બાદ સૂર ફરી(ત્રીજી વાર)ફુંકાશે. અને દરેક પ્રાણ તેના દેહમાં પાછો પ્રવેશી જશે. અને તેઓ ઊભા થઈ પોતાના રબ તરફ દોડશે."(બિફોર એન્ડ આફટર ધ લાસ્ટ અવર)

**મહશરમાં:–**

મહશર એ એક અરબી શબ્દ છે અને એનો અર્થ મેદાન, કયામત પ્રસંગે ભેગા થવાનુ સ્થળ, કયામત તથા હશર થાય છે. હશરને હશ્ર પણ કહે છે.

એ દિવસે હશ્રના મેદાનમાં મખલુકની મેદની ઉભરાશે અને ત્યાર પછી જે કંઈ થશે તેની વિગતો તરફ જઈએ તે પહેલાં કબરો ખુલવાની ઘટના ઉપર એક નઝર નાંખી લઈએ.

હદીસો કહે છે કે એ સમયે ધરતી સૌ પ્રથમ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના માટે ફાટશે. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કબરમાંથી નિકળનારા પહેલા આદમી હશે. સૈયિદના અબૂ સઈદ (રદિ.)વર્ણવે છે કે અલ્લાહના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "કયામતના દિવશે આદમના સંતાનોનો સરદાર હું હોઈશ અને એ કાંઈ શેખી નથી. એ દિવસે હું પેહલો માણસ હોઈશ, જેના માટે ધરતી ફાટશે, અને એ કંઈ શેખી નથી."(મુસ્લિમ, અબુ દાવુદ)

એક અન્ચ હદીસમાં સૈયિદિના અબૂ હુરયરહ(રદિ.)વર્ણવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "પુનર્જીવનના દિવસે ધરતી સૌ પ્રથમ મારા માટે ફાટશે. અને સૌથી પેહલો સિફારીશ કરનાર તથા જેની સિફારસ સૌ પ્રથમ કબુલ કરાશે તે હું હોઈશ." (મુસ્લિમ, અબૂ દાવુદ, હદીસનો અંશ)

કબરમાંથી સૌ પ્રથમ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ બહાર આવશે તેમાં કોઈ શંકા નથી ત્યાં આ પણ એટલું જ આશ્ચર્યજનક છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કબરમાંથી નિકળીને જોશે તો હઝરત મુસા (અલે.)અર્શને અડીને ઊભા હશે!

અબૂ બકર ઈબ્ને અબી દુનિયાએ નોધ્યું છે કે સૈયિદિના અબૂ હુરયરહ (રદિ.)વર્ણવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું,"પુનઃ(ત્રીજી વાર)સૂર ફુંકાશે ત્યારે સૌ પ્રથમ પૂનર્જીવિત થનાર હું હોઈશ. અને જુઓ, ત્યાં મુસા અર્શને અડીને ઊભા હશે ! ——હું નથી જાણતો કે તુર પરની (તેમની) નિર્ભાનતા પૂરતી હતી યા તેમને મારાથી પહેલા પુનર્જીવિત કરાશે."(બુખારી,મુસ્લિમ. હદીસનો અંશ)

**પરસેવાનુ પુરઃ–**

અહાદીસ અનુસાર હશ્રના મેદાન માં મખલુકની અસામાન્ય મેદની જામી હશે. અને ત્યાં જેને પગ ટેકવવાની જગ્યા મળે તે ભાગ્યશાળી હશે. સૂર્ય તેમના ઉપર તપી રહયો હશે. અને તેઓ તાપમાં શેકાઈ અને ઓગળી રહયા હશે.

બૈહકીએ નોંધ્યું છે કે સૈયિદા સવદહ(રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "એ દિવસે લોકોને પુષ્કળ પરસેવો થશે. અને એથી તેમના કાનની બુટ સુધી પહોચી જશે." (કન્ઝુલ ઉમ્માલ, દુર્રુલ–મન્સુર)

સૈયિદિના અબૂ હુરયરહ (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "પુનર્જીવનના દિવસે થનારો પરસેવો સિત્તેર વર્ષ સુધી રહેશે. અને તે લોકોનાં મોં યા કાન સુધી પહોંચી જશે." (બુખારી, મુસ્લિમ)

મતલબ કે એ દિવસે સૂર્ય બહુ નજીક હશે અને તેના અસહ્ય તાપમાં લોકો પ્રસ્વેદથી રેબઝેબ થઈ રહયા હશે. અને એ મેદાનમાં પરસેવાની ગંધાતી નદીઓ વહી રહી હશે.

**અલ્લાહની છાયા :–**

મહશરના મેદાનમાં, એક તરફ લોકો અસહ્ય તાપમાં લોકો શેકાઈ રહયા હશે ત્યાં કેટલાક ભાગ્યશાળી એવા પણ હશે, જેમને અલ્લાહ તઆલાની છાયામાં સ્થાન મળશે. એ કોણ હશે ?

સૈયિદિના અબૂ હુરયરહ (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કહયું, "તે દિવસે કે જયારે અલ્લાહની

છાયા સિવાય કોઈ છાયા હશે નહી" ત્યારે અલ્લાહ, સાત (પ્રકારના) માણસોને પોતાની છાયામાં સ્થાન આપશે, (તે હશે) ન્યાયી ઈમામ (રાજયકર્તા), અલ્લાહની તાબેદારીમાં ઉછરેલા યુવાન, તે લોકો જેમના દિલ મસ્જિદો સાથે જોડાયેલાં હોય, તે પુરુષ કે જેને ઉચ્ચ પદ ધરાવતી રૂપાળી સ્ત્રી બોલાવે અને તે કહે : " હું મારા અલ્લાહથી ડરૂં છું, 'બે માણસો જે અલ્લાહની ખાતર એક બીજાને ચાહતા હોય અને અલ્લાહની ખાતર અલગ થતા હોય, અને એક તે માણસ, જે ગુપ્ત રીતે દાન કરે છે અને જમણો હાથ આપે તો ડાબો હાથ જાણે નહીં એ રીતે આપે છે." (બુખારી, મુસ્લિમ)

મુસનદ અહમદ માંહેની, સૈયિદા આયેશા (રદિ.)નો હવાલો ધરાવતી એક હદીસ પ્રમાણે "અલ્લાહની છાયામાં જનારાઓમાં સૌથી આગળ તે હશે, જેમને તેમનો હક આપવામાં આવે ત્યારે તે સ્વીકારે છે અને કંઈક માંગવામાં આવે ત્યારે તેઓ તે આપે છે. અને તે લોકો, જે પોતાના માટે લે છે તેવો નિર્ણય અન્ય લોકો માટે લે છે.

**દિવસ કેવડો ? :–**

મહશરમાં દિવસ કેવડો હશે ? આ સવાલનો જવાબ વિવિધ હદીસોમાં વિવિધ રીતે મળે છે. હ. ઈબ્ને અબી તલ્હા, હ. ઈબ્ને અબ્બાસ (રદિ.)ની મંજુરીથી વર્ણવે છે કે : "અલ્લાહ પુનર્જીવનના દિવસને શ્રધ્ધાહીનો માટે પચાસ હજાર વર્ષ જેટલો લંબાવી દેશે. મુસનદે અહમદની એક હદીસમાં અબૂ સઈદ (રદિ.)ના કથન પ્રમાણે કોઈકના પ્રશ્નના ઉત્તરમાં રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું, " જેના હાથમાં મારો પ્રાણ છે તેના કસમ, એ દિવસે શ્રધ્ધાવાનો માટે હળવો હશે. તેઓ મુકરર કરાયેલી નમાઝ પઢે છે તેનાથી પણ હળવો."

કન્ઝૂલ ઉમ્માલ અનુસાર જેમને અલ્લાહ માફ નહીં કરે તેમના માટે એ દિવસ પચાસ હજાર વર્ષ જેટલો પ્રલંબ અને કઠિન હશે. અને હ. અબૂ હુરયરહ (રદિ.)ના વર્ણન અનુસાર, "શ્રદ્ધાવાનો–મોમિનોમાંના તે કે જેમના ગુના માફ કરાયા હશે તેમના માટે એ દિવસ ઝૂહર અને અસર વચ્ચેના ગાળા જેવડો હશે."

અને કુરઆને કરીમની સૂરહ અલ–હજજમાં ફરમાને ઈલાહી છે કે.: "અને નિઃશંક, અલ્લાહ નજીક (હશ્રનો) એક દિવસ તમો ગણો છો એ હિસાબે એક હજાર વર્ષ જેવડો છે." (૨૨ : ૪૭)

મતલબ કે પુનર્જીવનનો એ દિવસ ચોવીસ કલાકનો નહી હોય. ઓછામાં ઓછો એક હજાર વર્ષ જેવડો હશે.

**ધરતી અને આકાશ :–**

પુનર્જીવનના દિવસે લોકોને કલ્પનાતીત પરિવર્તનો જોવા મળશે. ધરતી બદલાઈ ગયેલી હશે. પહાડો, જંગલો, સરિતા, સમુદ્રો, ગામો–શહેરો કંઈ શાયદ નહીં હોય, આકાશના રંગ–રૂપ પણ બદલાય ગયા હશે. અને સૂર્ય માથા ઉપર ઊતરી આવ્યો હશે. આ પરિવર્તન સંદર્ભે કુરઆને કરીમમાં દર્શાવ્યું છે કે, "એ દિવસે, જયારે જમીન એક બીજી જમીન વડે બદલી નંખાઈ હશે, અને આકાશ પણ (બદલાઈ ગયું હશે.) અને તેઓ (લોકો) તો એક અલ્લાહ, સર્વશકિતમાન સમક્ષ હાજર થશે." (૪૮) સૂરહ ઈબ્રાહીમ –૧૪.

અને સૂરહ અંબિયામાં ઈર્શાદ થાય છે કે : " એ દિવસે જયારે આકાશોને, અમે લખેલા ટીપણાં માફક લપેટી લેશું, અને અમે પ્રથમ વાર સર્જન કર્યુ હતું એમ પુનરસર્જન કરીશું. આ અમારો વાયદો છે. અને અમે એમ જરૂર કરીશું. (૧૦૪) સૂરહ અંબિયા.

કલામે પાકની આ આયતોનો સાર એ કે સૂરના બીજા ફુંકવાટા પછી ધરતી અને આકાશ વિસ્થાપિત કરી દેવાશે. ઉખેડી નંખાશે અને તેમની જગ્યાએ એક નવું સર્જન થશે. નવી ધરતી હશે ! નવું આકાશ હશે ! એનાં રંગરૂપ અને માળખાં કેવા હશે ? આ સવાલનો જવાબ અહાદીસમાંથી આ રીતે મળે છે. સૈયિદિના સહલ ઈબ્ને સઅદ (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "પુનર્જીવનના દિવસે લોકો પકાવેલી રોટી જેવી સફેદ, સપાટ જમીન ઉપર ભેગા કરાશે, તેના ઉપર કોઈની હકમર્યાદા દર્શાવતું નિશાન નહીં હોય." (બુખારી, મુસ્લિમ)

અને સૂરહ ઈબ્રાહીમની જમીન તથા આકાશ બદલવા વિશેની આયત–૪૮ ની સમજૂતી આપતાં હઝરત અલી ઈબ્ને અબી તાલિબ (રદિ.) કહે છે કે, 'આ જમીન ચાંદીમાં પલટી દેવાશે અને આકાશ સોનાનું કરી દેવાશે.' (તબહી–તફસીરમાં)

**ચાલીસ વર્ષ :–**

એ દિવસે ચાંદીની પાટ જેવી જમીન ઉપર અને સોનેરી આકાશ તળે સમગ્ર પ્રાણધારી મખલૂકની મેદની જામી હશે. પ્રચંડ, અતિ પ્રચંડ મેદની ! આ મેદની તેમનાં કર્મના હિસાબની રાહ જોતી હશે. અબૂ યઅલાની મુસનદમાં ઈબ્ને ઉમર (રદિ.)નો હવાલો ધરાવતી એક હદીસમાં દર્શાવાયું છે કે : "પુનર્જીવનના દિવસે લોકો મૂંઝાયેલી અને કોરી આંખે આકાશ તરફ તાકીને જોતાં ચાલીસ વર્ષ ઉભાં રહેશે. તેઓ તેમનાં કર્મના હિસાબે પગ, ઘુંટણ, કુલા યાં મોં સુધી તેમના પરસેવામાં ડૂબેલાં હશે. (સારાંશ)

તિરમીઝીના હદીસ સંગ્રહમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.) નો હવાલો ધરાવતી એક હદીસમાં કહયું છે કે :" લોકોને ઉઘાડપગા, નવસ્ત્રા ને સુન્નત કરાયા વિનાની દશામાં ભેગા કરાશે. તેઓ ચાલીસ વર્ષ, આકાશ તરફ મીટ માંડીને, ઉભા રહેશે." (હદીસનો અંશ)

તાત્પર્ય એ કે લોકો તેમના કર્મના હિસાબના ઈન્તેઝારમાં, મહેશરમાં ચાલીસ વર્ષ ઉભા રહેશે. અતિ પ્રચંદ મેદની હશે, પગ ધરવાની જગ્યા નહીં હોય, સૂરજ માથા પર તપી રહયો હશે, પરસેવાનું વહેણ હશે. અને પીડાનો પાર નહીં હોય ! પણ એ વેઠયે જ છૂટકો !

**સંદર્ભ ગંથ્રો :–**

બિફોર એન્ડ આફટર ધ લાસ્ટ અવર : ઈબ્ને કસીર અદ–દમિશ્કી (રહ.) હોલી કુરઆન (ટ્રાન્સલેશન એન્ડ કોનેન્ટ્રી : અબ્દુલ્લાહ યુસુફ અલી)

# —: (૩) અર્શે આઝમ ધરતી પર :—

પુનર્જીવનના દિવસે, તમામ લોકો, હઝરત આદમ (અલૈ.)થી લઈને આ પૃથ્વી ઉપરના અંતિમ આદમી સુધીના લોકો, મહશરમાં ઉભા હશે. તેમને ઈન્તેઝાર હશે કે તેમનો રબ આવે અને તેમના કર્મકિસોનો ફૈસલો કરે. એ વિશેની નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મધ્યસ્થીનો સ્વીકાર, આ પહેલાં થઈ ચૂકયો હશે. અને હવે લોકોની અધીરાઈ પળે પળે વધી રહી હશે.

આ પરિસ્થિતિ અત્યંત નાજુક હશે ત્યારે અહાદીસ અનુસાર આકાશ ખૂલી જશે અને ફિરિશ્તા અર્શે—ઈલાહી લઈને ધરતી પર ઉતરશે. અબૂ યઅલાએ મુસનદમાં નોંધેલી એક હદીસ પ્રમાણે "અલ્લાહ તેમના પર દયા કરશે. સન્માનિત ફિરિશ્તાઓને તેનું અર્શ, ધરતી ઉપરના સફેદ ચાઠા પર કે જયાં કદી લોહી વહયું કે કોઈ ગુનો કરાયો નહીં હોય અને તે ચાંદી સમું ચળકતું હોય ત્યાં લઈ જવા હુકમ કરશે. ફિરિશ્તાઓ પાંખો પ્રસારીને અર્શની આસપાસ ઉભા રહેશે. એ પહેલો દિવસ હશે, જયારે કોઈ આંખ તેને જોશે" (હદિસનો અંશ)

આ દિવ્ય હિલચાલનો ચીતાર આપતાં કુરઆને કરીમમાં કહેવાયું છે.

' અને એ દિવસે, અલ્લાહનું અર્શ ઉપાડયું હશે આઠ ફિરિશ્તાએ. એ દિવસે તમને ન્યાય માટે બોલાવવામાં આવશે. અને તમારા કાર્યો, જેને તમે છુપાવતા હતા, છાનાં રહેશે નહીં.' (અલ—હાક્કા—૬૯ : ૧૭—૧૮)

અલ–બઅસ અન–જુહુર તથા અલ–મુતાલાના હવાલાથી ઈબ્ને કસીરે નોંધ્યા પ્રમાણે અલ્લાહ તઆલા અર્શ ઉપર બિરાજમાન થશે ફિરિશ્તા તેની પ્રશસ્તિ ગાશે અને ત્યાર પછી અલ્લાહ તઆલા ફરમાવશે, "તમારૂં સર્જન કર્યું ત્યારથી અત્યાર સુધી હું ચુપ રહયો હતો. તમે જે કરતા, કહેતા હતા તે હું જોતો સાંભળતો હતો. માટે હવે તમો સૌ ખામોશ રહો. હવે તમને તમારા કર્મોનો અહેવાલ વાંચી સંભળાવવામાં આવશે. તો જેમનો અહેવાલ સારો હોય તેમણે અલ્લાહની પ્રશંસા કરવી જોઈએ અને જેમનો અહેવાલ એનાથી વિપરીત હોય તેમણે પોતાની જાતને દોષ દેવો જોઈએ."

**દલીલ નહીં, બહાનાં નહીં :–**

એ દિવસે કોઈ કશું બોલી શકશે નહી. અલ્લાહની હજૂરમાં કશી દલીલ કે બહાનાં ઘડવાની તક મળશે નહીં. મોં બંધ હશે, વિચારો સ્થગિત હશે. આ સંદર્ભે કુરઆને કરીમમાં ઈર્શાદે રબ્બાની છે. :

' એ દિવસે રૂહ (રૂહુલ અમીન) અને (અન્ય) ફિરિશ્તાઓ હરોળબંધ ઉભા હશે. કોઈ બોલશે નહીં, સિવાય કે તે જેને મહાકૃપાવંતથી પરવાનગી મળી હશે. અને તે, સાચું હશે તે કહેશે.' (સુરતુન્નબા–૭૮ : ૩૮)

અને સૂરહ અલ–મુરસલાતમાં ઈર્શાદ થાય છે :

'એ એક એવો દિવસ હશે, જયારે તેઓ બોલી શકશે નહીં. બહાનાં ઘડવાની પણ તક હશે નહીં. અતિ દુઃખદ હશે એ દિવસે નકારનારાઓ માંટે.' (અલ મુરસલાત–૭૭ : ૩૫–૩૭)

મતલબ કે સૌ લોકો, મહશરમાં અલ્લાહ જલ્લ શાનહુ સમક્ષ ઉભા હશે. ખામોશ, શિયાવિયા. તેમનો હિસાબ કિતાબ શરૂ થવાને હજી વાર હશે. અને ઘણું કરીને તે પહેલા નગ્ન મેદનીને વસ્ત્રો અપાશે.

**વિવિધ વસ્ત્રો :–**

ઈબ્ને કસીરે નોંધ્યા પ્રમાણે સૈયિદિના અબૂ હુરયરહ (રદિ.) વર્ણવે છે : "લોકોને ઉઘાડા પગે, નગ્ન અને ખત્ના કરાયા વિનાની સ્થિતિમાં ભેગા કરવામાં આવશે. તેઓ આકાશ તરફ મીટ માંડીને ચાળીસ વર્ષ ઉભા રહેશે. સખત તકલીફના કારણે તેમને પરસેવો છૂટશે. ત્યાર પછી કહેવામાં આવશે.' ઈબ્રાહીમને કપડા પહેરાવો. 'અને તેમને જન્નતનાં કુબતી કપડાં અપાશે. અને ત્યાર પછી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને બોલાવવામાં આવશે. તેમના માટે નહેર છલકાશે. તેઓ પાણી પીશે સ્નાન કરશે... અને ત્યાર પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "મને જન્નતનાં વસ્ત્રો પહેરાવવામાં આવશે. હું અર્શ નજીક યા તેની જમણી તરફ ઉભો રહીશ. મખલુકમાંનુ કોઈ પણ ત્યાં ઉભુ રહેશે નહીં. મને કહેવામાં આવશે : "માંગો, તમને આપવામાં આવશે. સિફારસ કરો, એ સ્વીકારવામાં આવશે." (તિરમીઝી, કન્ઝૂલ–ઉમ્માલ. હદીસનો અંશ)

અને કુરતુબી અનુસાર સૈયિદિના અલી (રદિ.) એ વર્ણવ્યું છે : " જે પહેલા શખ્સને લિબાસ પહેરાવશે તે ખલીલ (હ. ઈબ્રાહીમ) હશે. તેમને કુબતી લિબાસ પહેરાવશે. અને ત્યાર પછી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને અર્શની જમણી તરફથી ઝબ્બો અપાશે" (ઈબ્ને માજા)

અબૂ નુઅયમની તારીખે અસબહાન અનુસાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું "હઝરત ઈબ્રાહીમ ને બે પાતળાં–સુવાંળાં વસ્ત્રો અપાશે. અને તેઓ અર્શ સામે બેસી જશે. ત્યાર પછી મને મારો લિબાસ અપાશે. હું તે પહેરીશ અને જમણી તરફ ઉભો રહીશ. જયાં અન્ય કોઈ ઉભું રહેશે નહી. પહેલા અને તે પછીના સૌ મારી ઈર્ષ્યા કરશે."

અહાદીસો દ્વારા જાણવા મળે છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને લિબાસ અપાયા પછી અન્ય પયગમ્બરો, મુઅઝઝીનો તથા અન્ય શ્રધ્ધાવાનો વગેરેને વસ્ત્રો મળશે.

**ગંધકનો પહેરણ :–**

પુનર્જીવનના દિવસે શ્રધ્ધાવાનોને, અલ્લાહની એકત્વનો અને તેના પયગામોનો જેમણે સ્વીકાર કર્યો હશે તેમને કોઈ ચિંતા નહીં હોય. કોઈ ડર નહીં હોય. અલબત જેમણે માન્યતા એનાથી વિપરીત રાખી હશે, દુરાચારી જીવન ગુજાર્યુ હશે તેમની દશા અત્યંત કફોડી હશે. એ ગુનેગારો ઝંજીરોમાં જકડાયેલાં હશે. અને તેમનો લિબાસ તેમને બાળી રહયો હશે. સૂરહ ઈબ્રાહીમમાં ઈર્શાદે ઈલાહી છે.

"(એ દિવસે) તેઓ એક અલ્લાહ સર્વશકિતમાન સમક્ષ હાજર થશે. એ દિવસે ગુનેગારોને તમે ઝંજીરોથી પરસ્પર જકડાયેલા જોશો. તેમના પહેરણ ગંધકનાં હશે અને તેમને મોઢે જવાળા લપેટાઈ રહી હશે." (સૂરહ ઈબ્રાહીમ–૧૪ : ૪૮–૫૦)

વર્ણનો એવાં પણ જોવા મળે છે કે મૈયતને જેવા કાપડમાં લપેટી દફનાવાઈ હશે તેવા વસ્ત્રમાં તે પુનર્જીવનના દિવસે કબરમાંથી બહાર નીકળશે.

પરંતુ એ વર્ણનો, દેખીતી રીતે, વાસ્તવિકતા સાથે મેળ ખાતા લાગતાં નથી. કાપડ ગમે તે પ્રકારનું હોય, કબરમાં ઝાઝો સમય સલામત રહી શકતું નથી. તે જીર્ણ થઈ માટીમાં મળી જાય છે. વળી એ વર્ણનો, લોકોના નગ્ન સ્થિતિમાં કબરમાંથી નીકળવા વિશેની હદીસોનાં વિરોધક છે. અલ્લાહ અઅલમ.

**સૌથી છેલ્લા, સૌથી પહેલા :–**

અહાદીસે નબવી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અનુસાર અલ્લાહ જલ્લ શાનહુ જયારે લોકોના કર્મ કેસોના ફૈસલાની કારવાઈ હાથ ધરશે ત્યારે એક પોકારનાર પોકારશે, ''અહમદ અને તેમની ઉમ્મત કયાં છે ? ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું ''આપણે છેલ્લા, મગર પહેલા છીએ. બધી ઉમ્મતોમાં છેલ્લા ક્રમે, મગર હિસાબ કિતાબમાં (સૌથી) પહેલા. બધી ઉમ્મત આપણને રસ્તો આપશે અને આપણે સૌથી આગળ ચાલીશું આપણા ચહેરા, આપણા વઝુના કારણે, ચળકતા હશે.''

અલી ઈબ્ને હસન ઝયનુલ આબિદીનના હવાલાથી અબ્દુર્રઝઝાકે વર્ણવ્યુ છે કે અલ્લાહના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આમ પણ કહયું છે. ''હું પહેલો આદમી હોઈશ, જેને બોલાવવામાં આવશે. યશસ્વી, ગૌરવશાળી અલ્લાહની જમણી તરફ જિબ્રઈલ ઉભા હશે. અને અલ્લાહ, કે જેને મેં અગાઉ જોયો ન હતો, કહીશ : ''ઓ મારા માલિક ! આપે મને જાણ કરી હતી કે તેં એને મારી પાસે મોકલ્યો હતો.'' અલ્લાહ કહેશે : '' એણે સાચું કહયું હતું.''

અને ત્યાર પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સિફારસ કરશે. એ સમયે શ્રધ્ધાવાનો અને શ્રધ્ધાહીનો સૌ જમીન ઉપર ભેગા ઉભા હશે. અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેમનો હિસાબ કિતાબ કરી તેમને નોખા કરવા ભલામણ કરશે.

આ પહેલો પ્રસંગ હશે, જયારે અર્શે આઝમને નવમા આકાશ પરથી ધરતી પર ઉતારવામાં આવશે. અને એના પર બિરાજી અલ્લાહ

તઆલા તેના બંદાઓના કેસોનો ફેસલો કરશે, ન્યાર તોળશે. આ ન્યાયતોલન અને આનુષંગિક બાબતો વિશેનો વિસ્તૃત અહેવાલ હવે પછીના પ્રકરણમાં આપણે જોઈશું.

સંદર્ભ ગ્રંથો :–

બિફોર એન્ડ આફટર ધ લાસ્ટ અવર : ઈબ્ને કસીર અદ–દમિશ્કી (ટ્રાન્સલેશન : રફીક અબ્દુર્રહમાન) (૨) ધ હોલી કુરઆન (ટ્રાન્સલેશન એન્ડ કોમેન્ટ્રી) : અબ્દુલ્લાહ યુસુફ અલી.

# —: અલ્લાહની અદાલત :—

એ પુનર્જીવનનો દિવસ હશે, અને ત્યારે સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર અલ્લાહ, મહશરમાં પધારશે. અર્શે—આઝમ ઉપર બિરાજી ન્યાય તોળશે. ત્યાં ન્યાય તરાજુ પણ સ્થાપિત કરાયું હશે. કિતાબ—કર્મપોથી ખુલ્લી મૂકાઈ હશે. અને સમગ્ર માનવજાત ત્યાં ઊભી હશે, ધડકતા દિલે, ઝુકેલી આંખે પેગમ્બરો પણ હશે. ફિરિશ્તા પણ. આ એક અસામાન્ય એવી, કલ્પનાતીત અદાલત હશે. કુર્આને કરીમમાં એ અદાલત વિશે કહેવાયું છે કે :

'અને પૃથ્વી તેના માલિકના નૂરથી ઝગઝગી ઊઠશે અને કિતાબ ખુલ્લી મૂકાશે. અને પેગમ્બરો તથા સાક્ષીઓને હાજર કરવામાં આવશે. અને તેમની (લોકોની) વચ્ચે ફેંસલો સચ્ચાઈ પૂર્વક કરવામાં આવશે. તેમને અન્યાય કરવામાં નહીં આવે.' (અઝ—ઝુમર—૩૯ : ૬૯)

'અને દરેક માણસની સાથે એક દોરી જનાર અને એક ગવાહ (ફિરિશ્તા) હશે'— (સૂરહ કાફ—૫૦ : ૨૧)

' એ એક એવો દિવસ હશે, જયારે તેઓ બોલી શકશે નહીં. બહાનાં ઘડવાની તક પણ હશે નહીં.'(અલ—મુરસલાત—૭૭:૩૫— ૩૬)

અદલ ઈન્સાફ કરનારી આ અદાલતમાં દરેકને, તેણે જેવું કર્યું હશે તેવો બદલો મળશે. ન વકીલ ન દલીલ, ન બહાનાં ન ટાળમટોલ. દરેકનું પત્રક તૈયાર હશે, જેની અંદર એ જ લખ્યું હશે, જે અને જેવું તેણે કર્યું હશે. એ કર્મપત્રક, દરેક વ્યકિત પર મુકરર કરાયેલા ફિરિશ્તા, કિરામન કાતિબીને લખ્યું હશે. સળંગ સાચુ ક્ષતિરહિત.

**પ્રથમ મૂંગી મખલૂક :–**

અલ્લાહ જલ્લ શાનહુની અદાલત સમક્ષ, સૌ પ્રથમ મૂંગી મખલૂક યાને પશુ પક્ષી અને જીવજંતુના કેસો પેશ થશે. અને ત્યાંર પછી માનવજાતના કેસોની સુનાવણી હાથ ધરાશે.

ઈબ્ને કસીર અદ–દમિશ્કી નોંધે છે કે : અહાદીસ અને કુરઆને કરીમ પ્રમાણે પુનર્જીવનના દિવસે પ્રાણીઓને પણ સજીવન કરવામાં આવશે અને અલ્લાહ તેમના કેસોનો ફેંસલો કરશે.

કુરતુબીએ તેમની તફસીરમાં અબૂલ કાસિમ અલ–કુશયરીના હવાલે નોંધ્યું છે કે: 'પ્રાણીઓય પુનર્જીવિત કરાશે. ભેગા કરાશે. તેઓ અલ્લાહને સજદો કરશે. ફિરિશ્તા કહશે : 'આ સજદાનો દિવસ નથી, બદલાનો અને શિક્ષાનો દિવસ છે.'

જોકે પ્રાણીઓ માટે એ જઝા–સજાનો દિવસ નહીં હોય. પણ તેમના પરસ્પરના અન્યાય, અત્યાચાર વગેરેના એકમેકથી બદલા લેવા કે વેર વાળવાની તક તેમને જરૂર અપાશે. સૈયિદિના ઉસ્માન ઈબ્ને અફફાન (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસૂલે સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "પુનર્જીવનના દિવસે શિંગડાંરહિત ઘેટું, શિંગડાવાળા ઘેટાથી વેર વાળશે." (મુસનદ અહમદ, મજમા અઝ–ઝવાઈદ, કુન્ઝૂલ ઉમ્માલ)

મુસનદ અહમદની એક હદીસમાં હઝરત અબૂ–ઝર (રદિ.)ના હવાલે આમ પણ કહેવાયું છે કે : 'પથ્થરને પણ પૂછાશે, તેણે ફલાણા માણસની આંગળી શા માટે ભાંગી હતી ?"

બયહકી, તબરાની, તબરી વગેરેએ નોંધેલી, સૈયિદિના અબૂ–હુરયરહ (રદિ.)નો હવાલો ધરાવતી એક પ્રલંબ હદીસમાં

કહેવાયું છે કે :'અલ્લાહ તઆલા મહશરમાં સૌ પ્રથમ પશુંપક્ષી તથા જીવ–જંતુનો ન્યાય તોળશે. શિંગડાવાળા અને શિંગડારહિત ઘેંટાની પરસ્પરની ફરિયાદો નિપટાવશે. અને ત્યાં પછી તેમને કહેશે. 'માટી થઈ જાઓ.' એ સમયે શ્રધ્ધાહીન આકાંક્ષા કરશે : 'કાશ, હું માત્ર માટી હોત !' (યા લયતની કુન્તુ તુરાબા (૪૦) અલ–નબા) (હદીસનો અંશ)

કુરતુબી કહે છે કે પ્રાણીઓની માટીની ધૂળ ગેનેગાર ઈન્સાનોના ચહેરા પર વેરાશે, જેમ કે કલામે પાકમાં ઈર્શાદે ઈલાહી છે :'અને કેટલાક ચેહરા, એ દિવસે ધૂળછાયા હશે.' (૮૦ : ૪૦)

ગુનેગારો અલગ :–

પુનર્જીવનના એ દિવસે, અર્શે આઝમ ધરતી પર ગોઠવાશે. અને ત્યાર પછી ન્યાય વિશેની કારવાઈ શરૂ થશે ત્યારે શ્રદધાહીનોને શ્રદધાવાનોથી અલગ કરી દેવામાં આવશે. તેમને ડાબા હાથ પરના છેલ્લા ખૂણે ઊભા કરવામાં આવશે. જયારે શ્રધ્ધાવાનોનું સ્થાન અર્શના જમણા પડખે હશે. તેમનામાંના કેટલાક અર્શે આઝમની સામે ઊભા રહેશે., અહીં અલ્લાહ તઆલા કહેશે, "ઓ ગુનેગારો આજે તમે અલગ થઈ જાઓ."(૩૬ : ૫૯)

અને કલામે પાકમાં આમ પણ કહેવાયું છે :

'અને તમે દરેક જૂથને ગોઠણભેર ઝૂકેલું જોશો. દરેક જૂથને તેના કર્મપત્રક તરફ બોલાવવામાં આવશે. (અને કહેવામાં આવશે.) તમે લોકો જે કરતા રહયા હતા તેનો બદલો આજે તમને અપાશે.'(૪૫ : ૨૮)

અહાદીષમાં આમ પણ દર્શાવયું છે કે સૌથી પેહલો ન્યાય ઉમ્મતે મુહમ્મદીનો કરાશે. સૈયિદિના અબુ હુરયરહ (રદિ) વર્ણવે છે કે

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું,"આપણે છેલ્લા,(પણ)પુનર્જીવનના દિવસે આપણે પેહલા છીએ. "(બુખારી, મુસ્લિમ) ——એક બીજા વર્ણન પ્રમાણે "તેમનો ન્યાય(સૌ)મખલુકની સામે શરૂ થશે."(મુસ્લિમ)

અને સૈયિદિના ઈબ્ન અબ્બાસ(રદિ)નો હવાલો ધરાવતી એક હદીષ પ્રમાણે,"ઉમ્મતોમાં આપણે છેલ્લા, મગર ન્યાયતોલનમાં પહેલા છીએ,"(ઈબ્ને માજા, મુસનદ અહમદ)

**ન્યાય તરાજુ :–**

અલ્લાહની એ અદાલતમાં અદભુત એવું એક ન્યાયતરાજુ સ્થાપિત કરાશે. નેકી–બદી,પાપ–પુણ્ય વગેરેનો એની અંદર તોલ થશે. કલામે–પાકમાં એ વિશે કહેવાયું છે:

'અને પુનર્જીવનના દિવસે અમે એક તટસ્થ (વાજબી) તરાજુ સ્થાપિત કરીશું તો જેથી કોઈની સાથે સહેજ પણ અન્યાય કરાશે નહીં.અને અગર રાઈના દાણા જેટલુંયે વજન હશે તો અમે તેને (હિસાબમાં) લઈ આવીશું. અને હિસાબમાં માટે અમે પૂરતા છીએ.' (અલ–અંબિયા–૨૧:૪૭)

સૂરહ લુકમાનમાં, આ વાત જરા જુદી રીતે કહેવાય છે. '(અને લુકમાને કહયું) ઓ મારા પુત્ર, અગર (કર્મનું) વજન રાયના દાણા જેટલુંયે હોય અને તે અગર કોઈ પથ્થરની અંદર હોય યા આકાશમાં યા જમીનની અંદર (ગુપ્ત)હોય,તો અલ્લાહ તેને (પુનર્જીવનના દિવશે) સામે લઈ આવશે. નિ:શંક,અલ્લાહ કુશાગ્રદષ્ટા અને સુજાણ છે.' (૩૧:૧૬)

અને સુરહ અલ–અઅરાફમાં કહયું છે:'અને તે દિવસે (કર્મોનો)તોલ થવો સત્ય છે. તો જે પલ્લું ભારી હશે તે છે સફળ થનારા(૮) અઅરાફ.

મતલબ કે કર્મ ગમે એવડું, ગમે એવું અને ગમે ત્યાં હોય, ન્યાયતરાજુમાં લવાશે. અને જેનું પલ્લું નમી ગયું તે કામિયાબ.

**ત્રણ જૂથોમાં વર્ગીકરણ :–**

પુનર્જીવનના દિવસે મહશરમાં, લોકોનું ત્રણ જુથોમાં વર્ગીકરણ કરાશે. એક તે લોકોનું જુથ, જે વિશ્વમાં ઈમાન અને અમલની બાબતમાં સૌથી આગળ રહયા હતા. બીજા તે, જે સર્વોત્તમથી ઉતરતી કક્ષના કે જેમને કુરઆનમાં જમણી તરફના લોકો કહયા છે. અને ત્રીજુ જૂથ શ્રધ્ધાહીન દુરાચારીઓનું હશે. જેમને કુરઆનમાં ડાબી તરફના કહયા છે.

જમણી તરફના લોકોને તેમનાં કર્મપત્રક જમણા હાથમાં અપાશે. એ સદભાગીઓ વિશે કુરઆને કરીમમાં કહેવાયું છે. :

' તો જેને તેનું કર્મપત્રક જમણા હાથમાં અપાશે તેનો હિસાબ તરત કરાશે. એક આસાન હિસાબ. અને તે પોતાના પરિવારમાં ખુશખુશાલ પાછો ફરશે.' (ઈન્શિકાક –૩૦ : ૭–૯)

પરંતુ જેને તેનું કર્મપત્રક ડાબા હાથમાં, પીઠ પાછળથી અપાશે તે રડી ઊઠશે.

'અને તે કે જેને તેનું કર્મપત્રક ડાબા હાથમાં અપાશે તે કહેશે : કાશ, મારૂ કર્મપત્રક મને ન અપાયું હોત. અને આ કે હિસાબ કેવો છે તે મેં કદી જાણ્યું ન હોત. કાશ, મૃત્યુએ મારો સર્વનાશ કરી નાખ્યો હોત. મારા ધનથી મને કંઈ લાભ થયો નહીં. મારી સત્તા મારા હાથમાંથી સરી ગઈ છે.' (અલ–હાકકા–૬૯ : ૨૫–૨૯)

અને સૂરહ અલ–ઈન્શિકાકમાં કહયું છે : ' તે નાશને પોકારશે અને ભભૂકતા અગ્નિમાં હોમાશે.' (૮૪ : ૧૧–૧૨)

એ હશે ઈમાનહીન, અલ્લાહના એકત્વનો ઈન્કાર કરનારા, દુરાચારીઓ. પુનર્જીવનના દિવસે તેમની દશા અત્યંત ઈબ્રતનાક હશે. તેમના મુકાબલે શ્રધ્ધાનો ખુશખુશાલ હશે. અને ઈમાનમાં–અમલમાં પ્રથમ ક્રમે રહેનારાઓ વિશે કલામે પાક કહે છે. : 'આ તે હશે જે અલ્લાહથી નિકટ હશે, હર્ષોલ્લાસના બાગમાં.' (અલ–વાકીઆ–૫૬ : ૧૧–૧૨)

વિશેષમાં એ દિવસે શ્રધ્ધાહીનો વિશે કુરઆને કરીમમાં દર્શાવાયું છે તે પ્રમાણે : 'નિઃશંક એ લોકો પોતાના માલિકના નૂરથી વંચિત કરી દેવાશે. જહન્નમમાં ઝોંકાશે અને અઝાબ તેમને ઉપરથી તથા નીચેથી આવરી લેશે.'

**મુકિતદંડ :–**

આખેરતની શિક્ષા એવી આકરી હશે કે ગુનેગારો એનાથી બચવા માટે કંઈ કેટલી યુકિતઓ વિચારશે. તેઓ તેમનાં છોકરાંછૈયા સુધ્ધાં આપી દેવાને તૈયાર થઈ જશે, પણ હતાશ થવું પડશે. એવો કોઈ મુકિતદંડ સ્વીકારાશે નહીં. છૂટકારો થશે નહીં. શિક્ષા ભોગવવી જ પડશે. જુઓ અલ્લાહ જલ્લ શાનહૂના શબ્દો શું કહે છે :

'ગૂનેગાર ઈચ્છશે એ દિવસની શિક્ષાથી બચવા માટે મુકિતદંડ પેટે તે પોતાનાં સંતાનો આપી દે. પોતાની પત્નિ અને પોતાના ભાઈ અને પોતાનું કુટુંબ, જેણે તેને આશ્રય આપ્યો હતો. અને તે, જે આ ધરતી ઉપર છે, આપી દે કે જે તેને શિક્ષાથી બચાવી શકે. પણ નહીં (એમ

નહીં થાય) એ જહન્નમની આગ હશે, શેકી નાખવાને ઉત્સુક.' (અલ–મઆરિજ –૭૦ : ૧૧–૧૬)

મતલબ કે ઈમાનહીન ગુનેગારોની કોઈ મુકિત ફળશે નહીં. અને તેઓ તથા તેમણે ઘડી કાઢેલા ખુદાઓ, શરીકો–સમોવડો સૌ જહન્નમનું ઈંધણ બનશે. હંમેશ તેમાં બળશે.

**અંગો બોલશે :–**

કર્મપત્રકમાં માણસના દરેક કર્મની નોંધ હશે. એ સિવાય માણસના અંગો પણ તેની વિરુધ્ધ સાક્ષી પૂરાવશે. કલામે પાકના શબ્દોમાં કહીએ તો : 'અને તેમના કાન, તેમની આંખો અને તેમની ત્વચા તેમની વિરુધ્ધ, તેમનાં કર્મો વિશે ગવાહી આપશે.'(ફુસ્સિલાત –૪૧ : ૨૦)

અત્રે આ હદીસ ખાસ નોંધપાત્ર છે. હઝરત હકીમ ઈબ્ને મુઆવિયા તેમના પિતા દ્વારા વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "આદમની ઔલાદના જે અંગો સૌ પ્રથમ બોલશે તે છે તેની સાથળ (જાંઘ) અને તેના કાંડા." (મુસ્નદ અહમદ, કન્ઝૂલ ઉમ્માલ. હદીસનો અંશ)

સૈયિદિના અબૂ–હુરયરહ (રદિ.)નો હવાલો ધરાવતી એક હદીસ અનુસાર રસૂલુલ્લાહે સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સૂરહ ઝિલઝાલની આ આયતો પઢી : ' એ દિવસે તે (ધરતી) તેનું વૃત્તાંત વર્ણવશે. કેમ કે તમારા માલિકે તેને (એમ કરવાની) પ્રેરણા આપી હશે.' (૯૯ : ૪–૫)

અને પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પૂંછયું "તમે જાણો છો, એ શું વર્ણવશે ?" –– તેમણે કહયું, " અલ્લાહ અને તેના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ બહેતર જાણે છે."

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, " તેનું વર્ણન (વૃત્તાંત) આ હશે કે તેની સપાટી ઉપર કરાયેલાં કૃત્યો વિશે દરેક વ્યકિત વિરૂધ્ધ તે સાક્ષી પૂરાવશે. તે કહેશે કે આ અને તે કાર્ય તેં ફલાણા દિવસે (સમયે) કર્યુ હતું. આ તેનું વૃત્તાંત હશે" (તિરમીઝી, મુસનદ અહમદ)

એક તરફ માણસની સાથે વિશ્વમાં હંમેશ રહેનારા 'કિરામન–કાતિબીન' ના હસ્તે લખાયેલું કર્મપત્રક હશે. એ સિવાય તેના પોતાના અંગો તેની વિરૂધ્ધ સાક્ષી પુરાવશે અને જમીન પણ તેનાં કૃત્યોની પોલ ખોલશે. આથી તેની પાસે બચાવનો કોઈ માર્ગ રહેશે નહીં. સિવાય કે અલ્લાહ તેના પર રહેમ કરે. અને અલ્લાહ, નિઃશંક મહાકૃપાવાન છે, મહાદયાવાન છે.

**પૂછાણું થશે તેનું આવી બનશે :–**

અલ્લાહની અદાલતમાં આમ તો અસામાન્ય ઉદારતા અને દયામય વર્તાવ કરાશે. પરંતુ જે બંદાનું પૂછાણું થશે, ઊંડી પૂછ પરછ થશે, સમજો કે તેનું આવી બન્યું. તે બર્બાદ થઈ જશે.

સૈયિદિના આયેશા (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "પુનર્જીવનના દિવસે, જેને હિસાબ માટે બોલાવાશે (પૂછાણું કરાશે) તે બર્બાદ થઈ જશે." અહીં મેં પૂછયું, "ઓ અલ્લાહના રસૂલ, શું અલ્લાહે નથી કહયું કે : 'જેને

કર્મપત્રક તેના જમણા હાથમાં અપાશે તેનો સંબંધ છે ત્યાં સુધી તેનો હિસાબ સહેલી ગણતરીથી લેવાશે ?' –– અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "એનો સંબંધ હિસાબની રજુઆત સાથે છે. પણ પુનર્જીવનના દિવસે જેની પૃચ્છા કરાશે તેને ચોક્કસ શિક્ષા કરાશે." (બુખારી, મુસ્લિમ)

**એકાંતમાં વાતચીત :–**

હદીસોમાં દર્શાવાયું છે કે અલ્લાહ તઆલા તેના બંદાઓ સાથે એકાંતમાં વાતચીત કરશે. અશવાન ઈબ્ને મુહરિઝ (રદિ.) વર્ણવે છે કે એક માણસે હઝરત ઉમર (રદિ.)ને પુંછયું, "અન–નજવા વિશે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ શું કહયું છે?" તેમણે કહયું : મેં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ને આમ કહેતાં સાંભળ્યું છે. "અલ્લાહ ઈમાનવાળાઓને પોતાની નજીક ખેંચશે, ત્યાં સુધી કે લોકોથી તે પોતાની જાતને પડદામાં રાખી શકે. તે તેને (બંદાને) તેના ગુના વાંચવા કહેશે. અને કહેશે, 'તું જાણે છે તારા આ ગુનાઓ વિશે ?'–– અને તે (બંદો) જોશે કે તે બર્બાદ થઈ ગયો છે. અલ્લાહ તેને કહેશે, 'દુનિયામાં તારા આ ગુનાઓ પર મેં પડદો નાખ્યો હતો. અને જા, આજે એ સૌ હું માફ કરૂં છું."

– અને ત્યાર પછી તેના સદકર્મોનું પત્રક તેને આપવામાં આવશે. શ્રધ્ધાહીનો અને મુનાફિકોનો સવાલ છે ત્યાં સુધી સાક્ષીઓ ખુલ્લી જાહેરાત કરશે, ' આ તે છે જેમણે તેમના માલિકને માનવાનો ઈન્કાર કર્યો હતો. દુરાચારીઓ પર અલ્લાહની લાનત." (બુખારી, મુસ્લિમ).

**કજિયાનો કેસ :–**

અલ્લાહની અદાલતમાં સૌથી પહેલો કજિયાનો જે કેસ પેશ થશે તે પતિ–પત્ની વચ્ચેનો હશે. અબૂ–બકર અદ–દુનિયા અનુસાર અબૂ ઐયુબ (રદિ.) વર્ણવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "પુનર્જીવનના દિવસે સૌથી પહેલો સામે આવનારો ઝઘડો પતિ–પત્ની વચ્ચેનો હશે. તે સ્ત્રીની જીભ બંધ કરી દેવાશે. અને પછી તેણે તેના પતિ સાથે જે બૂરો વર્તાવ કર્યો હશે તે તેના હાથ અને પગ કહી સંભળાવશે. અને ત્યાર પછી તેના પતિના હાથ–પગ, તેણે પત્ની સાથે કરેલી બૂરાઈ કહી સંભળાવશે. ––એ જ રીતે એક આદમી અને તેના તાબેદારો પેશ થશે. ત્યાર પછી શ્રીમંતોને બોલાવવામાં આવશે. અને તેમના સદકર્મો તેમને અપાશે, જેમને તેમણે અન્યાય કર્યો હશે. અને અન્યાયનો ભોગ બનનારાની બદી અન્યાય કરનારાના ખાતામાં નંખાશે. ત્યાર બાદ જાલિમ સત્તાધીશોને પોલાદી લિબાસમાં લાવવામાં આવશે. અને હુકમ થશે : "નાખો એમને જહન્નમમાં." (મજમા અઝ–ઝવાંઈદ, અદ–દુર્ર અલ–મન્સૂર, કન્ઝૂલ ઉમ્માલ, – હદીસનો અંશ)

**રાજય કર્તાઓ :–**

ઈબ્ને અબૂ અદ–દુનિયા અનુસાર ઈબ્ને માલિક (રદિ.) વર્ણવે છે કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આમ કહેતાં સાંભળ્યા છે : "પુનર્જીવનના દિવસે જાલિમ રાજયકર્તાઓને સામે લાવવામાં આવશે, તે(રાજયકર્તા) કે જે મારા પૂર્વો થઈ ગયા હતા તે કે જે મારા પછી આવશે. અલ્લાહ (તેમને) કહેશેઃ 'તમે મારી ધરતીના કોષાધ્યક્ષ(ખજાનચી)અને મારા બંદાઓની દેખરેખ રાખનારા હતા.

તમારી પાસે (દરેક વસ્તુની)ભરમાર હતી.'--(અને)અલ્લાહ મારા પૂર્વેનાઓને પૂછશે. :'તમે જે કર્યું હતું તેનો હેતું શું હતો?'--તેઓ કહેશે, ''દયા.'અલ્લાહ કહેશે: 'શું તું મારાથી વિશેષ દયાળુ છે.?'--અને મારા પછી આવનારાઓને તે પૂછશે:'તમે જે કયું હતું તેનો હેતું શું હતો?'- તેઓ કહેશે:'અમે તારી ખાતીર ગુસ્સો કર્યો હતો.'--(અને)અલ્લાહ પૂછશે,''શું તું મારાથી વિશેષ ગુસ્સો ધરાવે છે?'--અને ત્યાર પછી અલ્લાહ, તેમને (ત્યાંથી)લઈ જવા અને જહન્નમના એક વિભાગમાં નાખવાનો હુકમ કરશે.''(ઈબ્ને માજા)

**શહીદ, કારી, શ્રીમંતઃ-**

અલ્લાહની અદાલતમાં શહીદ, કારી તથા શ્રીમંતોની આકરી પૂછગાછ થશે. અબુ બકર ઈબ્ને અદ-દુનિયા અનુસાર હઝરત સૈફ(રહ)એ સૈયિદિના અબૂ-હુરયરહ(રદિ)ના હવાલાથી વર્ણવેલી એક હદીસમાં કહયું છે કે :''અલ્લાહ તઆલા કારીને કહેશે:મેં મારા પયગમ્બર પર નાઝિલ કર્યું હતું તે શું તને શીખવ્યું ન હતું?-- કારી કહેશે: 'હા,મારા માલીક!'

-અલ્લાહ કહેશે:'તું જે શીખ્યો હતો તેના વડે તેં શું કર્યું હતું?' - કારી કહેશે કે તેણે રાતદિવસ ઊભા રહેવામાં (ઈબાદતમાં) તેનો ઉપયોગ કયો હતો. પણ અલ્લાહ કહેશે:'તું જુઠો છે.'-ફિરિશ્તા પણ કહેશે કે તું જુઠો છે. અને (પછી) અલ્લાહ કહેશે :'તેં ઈચ્છા કરી હતી કે લોકો તને કારી કહે(તારી વાહવાહ કરે). અને તારી તે ઈચ્છા પૂરી થઈ હતી.'

-શ્રીમંત કહેશે કે તેણે ધનનો ઉપયોગ સગાઓ સાથે સંબંધ જોડવા અને દાન કરવામાં કર્યો હતો.-પણ અલ્લાહ તેને કહેશે, 'તું જૂઠો

છે.' ફિરિશ્તા પણ એ પ્રમાણે કહેશે. અને પછી અલ્લાહ કહેશે,'તારો આશય હતો કે લોકો તને દાનવીર કહે,અને એમ થયું હતું.'

— અને જિહાદમાં શહીદ થનાર ને અલ્લાહ, જુઠો લેખાવી કહેશે, 'તારી ઈચ્છા હતી કે લોકો તને નિડર અને હિમ્મતવાન તરીકે યાદ કરે. તારી એ ઈચ્છા ફળી હતી.'

હઝરત અબૂ–હુરયરહ(રદિ) વર્ણવે છે કે ત્યાર પછી અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મારા ગોઠણ પર હાથ મારીને કહયું,"ઓ અબૂ હુરયરહ, આ પેહલા ત્રણ બંદા હશે. જેમના પર પુનર્જીવનના દિવસે(જહન્નમની)આગ ભભૂકશે."–(હદીસનો અંશઃ–ઈબ્ને કસીર)

ગમે એમ, પણ બધા કારી, શહીદ, શ્રીમંતો એવા એટલે કે દુન્યવી પ્રસિધ્ધિ–પ્રતિષ્ઠાન્ન લાલસી નથી હોતા. અલ્લાહના રાજીપા ખાતીર કલામે–ઈલાહી પઢનારા, દાન કરનારા, શહીદ થનારા, વિદ્યાદાન કરનારા દરેક યુગમાં પાકતા રહયા છે. અને એવા નેક પ્રમાણીક બંદાઓ વિશે કલામે પાક કહે છે:'અને જેઓ શ્રધ્ધાવાન છે અને સદાચારી છે તેઓ સર્વ મખલુકથી બહેતર છે. તેમનો બદલો તેમના પરવરદિગારને ત્યાં બાગે–બહિશ્ત છે, જેના નીચે નહેરો વહે છે. ત્યાં તેઓ હંમેશ રહેશે. અલ્લાહ તેમનાથી ખુશ અને તેઓ તેનાથી ખુશ. આ (બદલો)તેના માટે છે જે તેના રબથી ડરે છે.'–(અલ– બૈયનહ. ૭–૮)'

અલ્લાહનો એ વાયદો છે. અને એ મુજબ બાગે–બહિશ્તમાં પ્રવેશનારને આવકાર આપતાં ફિરિશ્તા કહેશે. 'સલામુન અલયકુમ. તમો બહુ સારા રહયા. હવે અહીં પ્રવેશ કરો, હંમેશના વસવાટ માટે'(અલ–ઝુમર–૩૯–૭૩)

**ખજાનાનો સર્પઃ—**

અબૂ હુરયરહ(રદિ) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું,"અગર ખજાના નો માલીક ઝકાત ચૂકવતો નથી તો પુનર્જીવનના દિવસે તે (ધન)તેની પાસે ગંજો સર્પ બનીને આવશે, જેની આંખોના ઉપરના ભાગમાં બે કાળા ડાઘ હશે. એ સર્પ તેના ગાલને પકડશે અને કહેશેઃ'હું છું તારી મિલકત! હું છું તારો ખજાનો!' (બુખારી, મુસનદ અહમદ)

એક અન્ય રિવાયત પ્રમાણે એ સર્પ પાસેથી તે (ધનવાન) ભાગશે અને તે તેનો પીછો કરશે. તેને પકડી લેશે. તેના હાથ ઉપર ડંખ દેશે. તેના શરીર પર વીટળાઈ જશે.(મુસનદ અહમદ)

અહાદીષમાં આમ પણ કહેવાયું છે કે જહન્નમમાં સર્પ ઊંટની ગરદન જેવા હશે. અને તે કરડશે તો પીડા ચાળીસ વર્ષ સુધી થતી રહેશે. અને ત્યાંના વીંછી ગુનેહગારોના શરીરે મધમાખીની જેમ ચોંટી જશે.

**અન્યાયના કેસોઃ—**

અહાદીષ અનુસાર કોઈ પણ રીતે કોઈને અન્યાય કરનાર, કોઈનો હક મારનાર, જુલમ કરનાર, ઠગાઈ કરનાર તથા કોઈ પણ પાપી, અપરાધીને એ દિવસે છોડવામાં આવશે નહીં. આમ છતાં કોઈને અન્યાય કરવામાં નહીં આવે. જેણે જેવું કયું હશે, તેવો બદલો તેને મળશે.

અલ્લાહ ન્યાયી છે, ક્ષમાવાન છે, દયાળુ છે. તે બંદાને અન્યાય કરતો કે દુઃખી કરતો નથી. ગુનાઓ માફ કરે છે. આસાનીઓ પેદા કરી આપે છે. અલબત્ત શિર્કના ગુનાને તે માફ કરતો નથી. એ જ પ્રમાણે

હકૂકુલ ઈબાદ(માણસના માણસ ઉપરના હક)વિશે કરાયેલી હકતલ્ફી તે માફ કરતો નથી. એ માટે અન્યાય કર્તાએ અન્યાયનો ભોગ થનાર પાસે જવું પડશે. અને તેની નેકી વડે અન્યાય ગ્રસ્તનું નુંકસાન પૂરૂં કરવામાં આવશે. એ દિવસે જાલીમો, હક મારનાર, દગાબાજ વગેરેની સ્થિતિ અત્યંત કફોડી હશે. અને મુશરિકો વિશે કલામુલ્લાહનો ફૈસલો છેઃ

'(એ દિવસે) તમે (મુશરિકો)અને તે કે જેમની તમે અલ્લાહ સિવાય પૂજા કરો છો તે (સૌ) જહન્નમનું ઈંધણ બનશો. તમે તેમાં દાખલ થઈને રહેશો.'(અલ–અંબિયા–૨૧:૯૮)

**તમે જુઠા છોઃ–**

મુશરિકોની વિશેષ બૂરી દશા ત્યારે થશે કે જયારે તેમણે પોતે ઘડેલા શરિકો કહેશે કે આ સૌ જુઠા છે. કલામે પાકમાં આ વિશે કેહવાયું છેઃ'અને જયારે મુશરિકો તેમના(ઘડેલા) શરિકોને જોશે તો કહેશેઃઆ છે અમારા શરિકો, જેમની અમે તારા સિવાય પ્રાથના કરી હતી.–પણ તેઓ (શરિકો)તેમનો એ દાવો નકારી કાઢશે.(કહેશે) તમે જૂઠા છો.અને એ દિવસે તેઓ અલ્લાહ સમક્ષ ઝૂકી જશે.' (અલ–નહલ– ૧૬: ૮૬–૮૭)

અને એ દિવસે શેતાન પણ શ્રધ્ધાહીનો, મુશરિકો, દુરાચારીઓને ઠુકરાવશે. કહેશે, તમારા બુરા અમલ માટે, અંજામ માટે મને નહિં તમારી જાતને દોષ દો. કલામે પાકમાં દર્શાવાયું છે કેઃ'અને હિસાબ–કિતાબ પતી ગયા પછી શેતાન(તેમને) કહેશેઃ નિઃશંક,ખુદાએ તમને કરેલો વાયદો સાચો હતો. અને મેંય એક વાયદો કર્યો હતો, જે જુઠો હતો. મને તમારા પર કોઈ સત્તા હતી નહીં, સિવાય કે મેં તમને

બોલાવ્યા અને તમે તાબેદારી કરી. માટે મને દોષ ન દો, તમારી જાતને દોષ દો.હું તમારી મદદ કરી શકતો નથી કે ન તમે મારા મદદગાર બની શકો.તમે મારા નામે જે શિર્ક ચઢાવ્યું હતું તેનો હું ઈન્કાર કરૂં છું.––નિઃશંક દુરાચારીઓ માટે દર્દનાક અઝાબ છે.' (ઈબ્રાહીમ–૧૬:૨૨)

અલ્લાહ તઆલા આવી દુર્દશાથી સૌને બચાવે.

**ગરદન ઉપર ઘોડાઃ–**

ઘાલમેલ, વિશ્વાસઘાત–દગાબાજી વિશે અબૂ હુરયરહ (રદિ) વર્ણવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "તમારામાંના કોઈને પણ પૂનર્જીવનના દિવસે, તેની ગરદન ઉપર ઘૂઘરાટી કરતો ઊંટ યા હિલચાલ કરતી ગાય યા બેં–બેં કરતું ઘેટું યા હણહણતો ઘોડો ઉપાડેલી દશામાં અને મને એમ કહેતા હું જોવા ઈચ્છતો નથી કે :'ઓ મુહમ્મદ મારી મદદ કરો.'–(અને)હું કહીશઃમારી પાસે તારા માટે કંઈ નથી. કેમ કે મે તને પયગામ પહોચાડયો હતો." (બુખારી, મુસ્લિમ)

એક અન્ય હદીસમાં, કોઈની એક વેંત જેટલી જમીન દબાવી લેનારની ગરદન ઉપર સાત જમીનનો બોજ લાદવામાં આવશે એમ કહેવાયું છે.

**સૌથી વજનદારઃ–**

કર્મમાં સૌથી વજનદાર અમલ કયો એ પ્રશ્નનો ઉત્તર હદીસોમા આ રીતે અપાયો છે. હઝરત અબૂ દરદા(રદિ) વર્ણવે છે કે અલ્લાહના

રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું,"(પુનર્જીવનના દિવસે)તરાજુમાં મુકનારી સૌથી વજનદાર વસ્તુ સારી રીતભાત (સભ્યતા, શિષ્ટતા, વિનયવિવેક, ચારિય)છે."(મુસનદ અહમદ)

અબૂ માલિક અશઅરી (રદિ.)વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું,"સ્વચ્છતા (યાને પવિત્રતા) અડધું ઈમાન છે.'અલ–હમ્દુલિલ્લાહ'–નો બોલ તરાજુ ને ભરી દે છે." (મુસ્લિમ, તિરમીઝી, મુસનદ અહમદ–હદીસનો અંશ)

એક હદીસમાં વજન વિશેનો એક અજબ કિસ્સો વર્ણવાયો છે. એ કિસ્સાનો સાર કંઈક આ પ્રમાણે છેઃ અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર (રદિ.)ના હવાલાથી વર્ણવાયું છે કે એ દિવસે અલ્લાહ તઆલા, એક આદમી સામે નવાણું ટીપળાં ફેલાવી દેશે. તેમાં નોધાયેલા તેના ગુના નો ઈકરાર કરાવ્યા પછી કાગળનો એક કટકો કાઢશે, જેના પર કલ્મએ શહાદત લખ્યો હશે. તે આદમી વિલાપ કરશે. કહેશે,'આ ટીપણાઓ સામે આ કાપલાની શી હેસીયત!'–પણ અલ્લાહ તેને ધરપત આપતા કહેશેઃ 'તને અન્યાય કરવામાં નહી આવે. 'અને ટીપણાંવાળા પલ્લા સામેના પલ્લામાં તે કાપલી મૂકશે તો તે પલ્લું નમી જશે. તેનો બેડો પાર થઈ જશે.––હદીસના અંતે કહેવાયું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું,"બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ–થી વિશેષ વજનદાર કંઈ નથી."(તિરમીઝી, ઈબ્ન માજા, મુસ્નદ અહમદ)

**જ્ઞાન અને જ્ઞાનીઃ–**

એક હદીસમાં જ્ઞાનની વિશિષ્ટતા દર્શાવતા મહશરમાં એ શી રીતે ઉપયોગી થઈ શકશે તે કહેવાયું છે. ઈબ્ને અબૂ અદ–દુનિયા

અનુસાર હમ્માદ ઈબ્ને ઈબ્રાહીમે સૂરહ અલ–અંબિયાની આ આયત પઢીઃ 'અને પૂનર્જીવનના દિવસે અમે ન્યાય તરાજુ સ્થાપિત કરીશું.'–અને કહયું,"માણસના કર્મ તરાજુના એક પલ્લામાં મુકાશે. અને ત્યાર પછી વાદળ જેવું કંઈક લાવી, બીજા પલ્લામાં મુકાશે. એ પલ્લુ વજન માં વધી વશે. તે આદમીને પૂછવામાં આવશે,'જાણે છે, આ શું છે.?––એ છે જ્ઞાન, જે તે પ્રાપ્ત કર્યું હતું અને અન્યોને શિખવ્યું હતું. અને તારા પછી તેમણે શીખવ્યું હતું"

જ્ઞાન એટલે ઉજાશ, જ્ઞાન એટલે સામર્થ્ય–શકિત. જ્ઞાન જ એક એવુ તત્વ છે જે અબુધ આદમીને સાચા અર્થમાં ઈન્સાન બનાવે છે. અયોગ્યતાના જાળાંમાંથી વિમુકત કરી યોગ્યતાના ઉજળા પંથ ઉપર તેને ખડો કરી દે છે. આ જ્ઞાનના સંચયને અને એના ઉપયોગની આવડતને ડહાપણ કહે છે. અને ડહાપણ કોને મળે છે? જુઓ કલામુલ્લાહ શું કહે છે. તે (અલ્લાહ) ઈચ્છે તેને ડહાપણ આપે છે.અને જેને ડહાપણ આપવામાં આવ્યું તેને પુષ્કળ સારાઈ મળી ગઈ.'(અલ–બકરહ–૨:૨૬૯)

જ્ઞાન એટલું મહત્વનું છે કે મહશરમાં એના વિશે સવાલો કરાશે.ઈબ્ને અબૂ અદ–દુનિયા અનુસાર મુઆઝ ઈબ્ને જબલ(રદિ.) વર્ણવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "આદમની ઓલાદ, તેને ચાર વસ્તું પૂછવામાં ન આવે ત્યાં સુધી, ત્યાંથી પગ ઉપાડી શકશે નહી.(તે છે) તેણે જીવન કેવી રીતે વીતાવ્યું હતું. પોતાના શરીરનો(યુવાનીનો) ઉપયોગ શેમાં (કેવાં કાર્યોમાં) કર્યો હતો, પોતાના જ્ઞાન નો ઉપયોગશી રીતે (શેમાં) કર્યો હતો અને તેણે ધન કેવી રીતે મેળવ્યું હતું અને તેનો ઉપયોગ શેમાં કર્યો હતો."– આ જ વાત બુખારી અને મુસ્લિમની એક હદીસમાં પણ કહેવાય છે.

**અભણ કેમ રહયો:—**

અલ્લાહ જલ્લ શાનહુની દષ્ટિમાં ઈમાનની જેમ જ્ઞાન પણ અતિશય મહત્વનું છે. અને તે ઈચ્છે છે કે તેનો દરેક બંદો શિક્ષિત હોય, જ્ઞાની હોય.. એટલે જ તો તેણે પેગમ્બરો મોકલ્યા હતા ને ! અને પેગમ્બરે ઈસ્લામ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આ દુવા કરવાની ખાસ સુચના કરાઈ હતી કે: 'રબ્બિ ઝિદની ઈલ્મા'(૨૦:૧૧૪)—અર્થાત: 'ઓ અલ્લાહ! મારા જ્ઞાનમાં વૃધ્ધિ કર'.— આ કારણો છે કે મહશરમાં જ્ઞાન, તાલીમ વિશે સવાલ કરાશે.

ઈબ્ને અબૂ અદ—દુનિયા અનુસાર માખૂલ વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું ''ઓ કરજદાર! ઓ અબૂ દરદા ! પુનર્જીવનના દિવસે તમને પુછાશે કે તમે શિક્ષિત હતા કે અશિક્ષિ ત્યારે તમારી શી દશા થશે?—— અગર તમે કહેશો કે તમે શિક્ષિત હતા તો પૂછવામાં આવશે કે તમારી તાલીમ વડે તમે શું કર્યું હતું? અને અગર કહેશો કે તમે અભણ હતા તો પૂછાશે કે અભણ રહેવા બાબત તમારી પાસે કોઈ કારણ છે? તમે તાલીમ કેમ લીધી નહીં?''

**પહેલી પૂછતાછ:—**

આપણે ઉપર જોયું તેમ મહેશર માં માણસના જીવન, ધન, જ્ઞાન વિશે પૂછતાછ થશે. પણ તે પેહલા થનારી પૂછતાછ નમાઝ વિશેની હશે. હઝરત અબૂ હુરયરહ(રદિ.)વર્ણવે છે કે મેં અલ્લાહના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ને આમ કહેતા સાંભળયા છે:''માણસને સૌ પ્રથમ નમાઝ વિશે પૂછવામાં આવશે. અગર તેની નમાઝ ઠીક હશે તો તેના સૌ અમલ ઠીક હશે. અને અગર તે ભ્રષ્ટ હશે તો સૌ અમલ ભ્રષ્ટ''.(ફત્હ અલ—કબીર, તિરમીઝી, નસાઈ, મુસનદ અહમદ— હદીસનો અંશ)

અને અલ્લાહની અદાલતમાં પેશ થનારો પ્રથમ કેસ ખૂન વિશેનો હશે. અબ્દુલ્લાહ ઈબ્ને મસુદ (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું,"પુનર્જીવનના દિવસે લોકો વચ્ચે જે બાબતનો પહેલો ફેંસલો કરાશે તે ખૂનરેજી વિશેનો હશે."(મુસનદ અહમદ)

સૈયિદિના અબૂ દરદા (રદિ.) વર્ણવે છે :'જેનું ખૂન કરાયું હશે તે, પુનર્જીવનની દિવસે રસ્તાની વચ્ચે બેસી જશે. અને ત્યાંથી પસાર થનારા ખૂનીનો ગિરેબાન પકડીને કહેશે,"ઓ માલિક! પૂછો આ માણસને એણે મારી હત્યા શા માટે કરી હતી?" તે (ખૂની) કહેશે કે એક માણસે તેને એમ કરવાનો હુકમ કર્યો હતો.–અને આમ અંતે તેમને જહન્નમમાં નાખવામાં આવશે.'

**વિશ્વાસઘાતી, ધર્મત્યાગીઃ–**

અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું,"પુનર્જીવનના દિવસે પ્રત્યેક વિશ્વાસઘાતી (બેવફા–દગાબાજ)ના માથા પર ચોખ્ખી રીતે જોઈ શકય એવી એક ધજા હશે, જેના પર લખ્યું હશે. આ ફલાણાનો દીકરો ફલાણો માણસ છે."(બુખારી,મુસ્લિમ)

અને ધર્મત્યાગ કરનારાઓની કમબખ્તી કે તેમને હોજે કૌસર પરથી હાંકી કાઢવામાં આવશે. સૈયિદિના અબૂ હુરયરહ(રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "પૂનર્જીવનના દિવસે મારી ઉમ્મતના કેટલાક લોકો મારી પાસે આવશે,પણ તેમને હોજે–કવસર નજીક આવતા રોકી દેવામાં આવશે'–હું કહીશ : આ માલિક એ મારા માણસો છે. પણ તે (અલ્લાહ) કહેશે:'તમે નથી જાણતા કે તમારા પછી એમણે (ધર્મમાં)શું

દાખલ કર્યું હતું. તેઓ પાછા વળી ધર્મત્યાગ કરી ગયા હતા. '(બુખારી, કુન્ઝૂલ ઉમ્માલ)

**અને અંતે:–**

તાત્પર્ય કે મહશરમાં લાગનારી અલ્લાહની અદાલતમાં ભાતભાતના અનેકાનેક કેસોના ફેંસલા કરાશે. નિષ્પક્ષ–ન્યાયી ફેંસલા. કોઈનેય જરા જેટલો અન્યાય કરાશે નહી. જેવા કર્મ તેવો બદલો, જેવી જઝા–તેવી સજા. અહીં સફળ તેઓ થશે કે જેમણે ઈમાન ધારણ કર્યું હશે. અને સચ્ચાઈપૂર્વક સદાચારી જીવન ગુજાર્યું હશે. અલ્લાહ અને તેના રસુલસલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ચીંધેલા પંથે ચાલતા રહયા હશે. અને એ સિવાય તે ઈમાનવાળા કે જેમનું જીવન દુરાચાર, નાનામોટા ગુનાઓથી ભ્રષ્ટ થયેલું હશે તેમણે તે માટે યોગ્ય શિક્ષા ભોગવવી પડશે.

અને ઈમાનહીનો, અલ્લાહના એકત્વનો ઈન્કાર કરનારા મુશરિકો તથા ધાર્મિક દંભીઓ કાવતરાબાજોનો સંબંધ છે. ત્યાં સુધી તે સૌનો અંજામ અત્યંત બુરો હશે. એ સૌ શેતાનના સાગરીતો વિશે કલામે ઈલાહીમાં ફરમાન છે:'અને એવા સૌના માટે જહન્નમ વચનબધ્ધ (Promised )જગ્યા છે.' (અલ–હઝર–૧૫:૪૩)

**સંદર્ભ ગ્રંથો:–**

બિફોર એન્ડ આફટર ધ લાસ્ત અવર: ઈબ્ને કસીર અદ–દમિશ્કી(ટ્રાન્સલેશન: રફીક અબ્દુર્રમાન)– (૨) અહાદીસે કુદસિય્યા: અનુવાદ–સંકલન:અબૂ મસઉદ નદવી. (૩) ધ હોલી કુર્આન : ટ્રાન્સલેશન:માર્મા ડયૂક પિકથોલ.

# —: પુલ સિરાતઃ—

અલ્લાહની અદાલતમાં કેસોના ફૈસલા પછી શ્રધ્ધાવાન અને શ્રધ્ધાહીન લોકોને અલગ કરવામાં અવશે. આ સંદર્ભે ઈબ્ને કસીર નોંધે છે કે કેસોના ફૈંસલા પછી, સમગ્ર મેદની સાંભળે એ રીતે, એક પોકારનાર, લોકોને તેઓ જેમને પૂજતા રહયા હતા તેમની પાસે ચાલ્યા જવા કહેશે. આથી અલ્લાહની ઈબાદત કરનારા ઈમાનદારો તથા અન્ય મનોવાંછિત ખુદાઓના પૂજકો, ઈમાનહીનો અલગ થઈ જશે.

એ સમયે ખાસ કરીને ઉઝૈર યા ઈઝરા (અલે.)ના પૂજક યહૂદીઓ, ઉઝૈર સ્વરૂપે ઊભા કરાયેલા એક શેતાન સાથે થઈ જશે. અત્રે યાદ રહે કે યહૂદીઓ ઉઝૈર (અલૈ.)ને અલ્લાહના પુત્ર માને છે. અને કહે છે કે બાદશાહ બખ્ત—નસ્રએ ચઢાઈ કરીને જેરૂસલેમનો નાશ કર્યો હતો ત્યારે યહૂદીઓના ધર્મગ્રંથ 'તવરાત' નો પણ નાશ થઈ ગયો હતો. બાદમાં ઉઝૈરે પોતાની યદદાસ્તના આધારે એ ગ્રંથ ફરી લખ્યો હતો. અને ત્યારથી યહૂદીઓ ઉઝૈરને હઝરત મુસા (અલૈ.) લેખવા લાગ્યા હતા.

ઈસાઈઓ હઝરત ઈસા (અલૈ.) ને અલ્લાહના પુત્ર માને છે. તેમના પૂજક છે. તેઓ હઝરત ઈસા (અલૈ.) સ્વરૂપે ઊભા કરાયેલા શેતાન સાથે થઈ જશે. એ જ રીતે અન્ય ખોટા ખુદાઓના પૂજકો તેમની સાથે થઈ જશે, જે તેમને જહન્નમમાં દોરી જશે. કલામે પાકના શબ્દોમાં કહીએ તો :—

'અગર એ લોકો અલ્લાહ હોત, તો એ તરફ આવત નહીં. પણ (હવે) તેઓ ત્યાં (જહન્નમમાં) હંમેશા રહેશે.' (અલ—અંબિયા—૨૧ : ૯૯)

'અને જે કોઈ અલ્લાહના સમોવડ (શરિક) ઊભા કરે છે તેના માટે અલ્લાહે જન્નત હરામ કરી છે. તેનું ઠેકાણું જહન્નમ છે. દુરાચારીઓ માટે ત્યાં કોઈ મદદગાર હશે નહીં.' (અલ–માઈદા–પ : ૭૨)

**શા માટે ઊભા છો ? :–**

સૈયિદિના અબૂ સઈદ ખુદરી (રદિ.) વર્ણવે છે કે રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહું, "ત્યાર પછી માત્ર અલ્લાહની ઈબાદત કરનારા ત્યાં રહી જશે. તેમને કહેવામાં આવશે. 'તમે શા માટે અહીં ઊભા છો, જયારે કે બીજા સૌ ચાલ્યા ગયા છે ?' તેઓ કહેશે, ' અમે અમારા ખુદા માટે ઊભા છીએ.'

"આથી અલ્લાહ એક એવા સ્વરૂપમાં તેમની સામે જાહેર થશે, જેનાથી તેઓ પરિચિત હશે નહીં. તે કહેશે. ' હું તમારો ખુદા છું. પણ તેઓ કહેશે : 'અમે તારાથી અલ્લાહની પનાહ ઈચ્છીએ છીએ. તે આવે અને અમે તેને ઓળખીએ નહીં ત્યાં સુધી અહીંથી ખસવાના નથી.'

"ત્યાર પછી અલ્લાહ એવા સ્વરૂપમાં જાહેર થશ, જેનાથી તેઓ વાકેફ હશે. કહેશે : "હું છું તમારો ખુદા." તેઓ કહેશે : ' હા, તું છે અમારો ખુદા. પેગમ્બરો સિવાય કોઈ જેની સાથે વાતચીત કરી શકતું નથી." તેમને પૂછવામાં આવશે કે કોઈ એવી નિશાની છે, જે વડે તમે તેને ઓળખી શકો ?, અને તેઓ કહેશે, 'ગોઠણથી ઘુંટી સુધીનો પગ. 'અને અલ્લાહ પગના નળાનો ભાગ ખુલ્લો કરશે, જેમ કે કુરઆનમાં કહેયાવું છે.

'જે દિવસે પિંડલી ખુલ્લી કરી દેવાસે અને (દંભીઓને) સજદા માટે બોલાવાશે તો તેઓ સજદો કરી શકશે નહીં.' (અલ–કલમ–૬૮ :૪૨)

હદીસમાં આગળ કહેવાયું છે, "દરેક શ્રધ્ધાવાન તેની સામે સજદો કરશે. પણ તે લોકો કે જેઓ દેખાવ અને વખાણ માટે સજદા કરતા રહયા હતા તેઓ સજદો કરી શકશે નહીં. તેઓ સજદા માટે પ્રયાસ કરશે, પણ તેમની પીઠ એક અક્કડ હાડકું બની જશે. અને ત્યાર પછી પુલ લાવીને જહન્નમ ઉપર ગોઠવી દેવાશે."

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) કહે છે : ' અમે પૂંછયું ઓ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આ પુલ શું છે ? " આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, " એ એક લપસણો પુલ હશે. એના પર કાંટાળા આંકડા હશે. એક તરફ પહોળો, બીજે છેડે સાંકડો..." (બુખારી, મુસ્લિમ, અબૂ–દાવૂદ , મુસનદ અહમદ. હદીસનો અંશ.)

મતલબ કે એ સમયે પિંડલીનો ભાગ ખુલ્લો થઈ જતાં ઈમાનદાર સદાચારીઓ તરત સજદામાં ઝૂકી જશે, માંથુ જમીન પર ધરી દેશે. પણ મુનાફિકો–દંભીઓ સજદો કરી શકશે નહીં. તેમની પીઠ અક્કડ હાડકા જેવી યા ગાયના શિંગડા જેવી થઈ ગઈ હશે.

**પુલ સિરાત ઉપર :–**

એ સાંકડા–પહોળા પુલ ઉપર નજદમાં થતા કાંટાળા છોડ–સાદાનના કાંટા જેવા ખતરનાક આંકડા હશે. હદીસમાં દર્શાવાયા અનુસાર કેટલાક ઈમાનવાળા એ પુલને પલક ઝપકતામાં પાર કરી લેશે, કેટલાક વીજની ઝડપે યા ઝડપી ઘોડા યા ઊંટડીની ઝડપે પાર કરશે. અહીં મુસ્લિમો સલામત રહેશે. અલબત કેટલાકને હળવા જખમ જરૂર થશે. પણ કેટલાક લોકો જહન્નમમાં પડશે. એ દિવસે સ્પષ્ટ થઈ જશે કે શ્રધ્ધાવાન કોણ છે.

અને ત્યાં પછી પુલ ઉપરથી સલામત પાર ઉતરેલા શ્રધ્ધાવાનો, જહન્નમમાં પડેલા તેમના ભાઈઓ વિશે સિફારસ કરતાં અલ્લાહને કહેશે, "ઓ માલિક ! અમારા ભાઈઓ લડાઈમાં અમારી સાથે હતા, અમારી સાથે રોજા રાખ્યા હતા અને સારા કામો કર્યા હતા.––" અને અલ્લાહ કહેશે, " જાવ, અને તેમને જહન્નમમાંથી બહાર કાઢી લો, જેમનાં દિલોમાં એક કણ જેટલુંયે ઈમાન હોય !"

અબૂ સઈદ ખુદરી (રદિ.)એ કહયું : 'અગર તમને મારા પર વિશ્વાસ ન હોય તો આ આયત પઢી લો : ' અલ્લાહ કોઈને જરા જેટલોયે (ઝીણી કીડી જેટલોયે) અન્યાય કરતો નથી. અને અગર કોઈ સારૂં કાર્ય (થયું હોય) તો તેને બેવડું કરી દે છે. અને પોતાના તરફથી એક મોટો બદલો આપે છે.' (અન–નિસાઅ–૪ : ૪૦)

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ વિશેષમાં કહયું, "પયગમ્બર, ફિરિશ્તા અને શ્રધ્ધાવાનો સિફારસ કરશે. અને ત્યાર પછી અલ–જબ્બાર (અલ્લાહનુ ગુણ વાચક નામ)કહેશેઃ 'મારી સિફારસ બાકી રહે છે.'– તે એક મુઠ્ઠી ભરીને લોકોને(જહન્નમમાંથી) બહાર કાઢી લેશે."(બુખારી, મુસ્લિમ, અબુ દાઉદ, મુસનદ અહમદ)

**એક નહિં, બે પૂલઃ–**

બયહકીએ બઅસ વન–નૂશુરમાં, તબરાનીએ મતુલતમાં, તબરીએ તેમની તફસીરમાં અને અબૂ યઅલાએ તેમની મુસનદમાં હઝરત અબૂ હુરયરહ(રદિ.)ના હવાલા થી નોંધેલી એક હદીસમાં કહયું છે કે જહન્નમ ઉપર પુલ એક નહીં બે ગોઠવાશે.

એ હદીસના આવશ્યક ભાગના સાર અનુસાર શ્રધ્ધાવાનો ખુદાને ઓળખી સજદો કરશે અને ત્યાર પછી જહન્નમ ઉપર એક પૂલ ગોઠવાશે.(એક અન્ય હદીસમાં આમ કહયું છે કે લોકો સજદો કર્યા પછી તેમના ખુદાની પાછળ ચાલતા થશે અને ત્યાર પછી જહન્નમ ઉપર પુલ ગોઠવાશે)—એ પુલ ઉપર સાદાન છોડના કાંટા જેવા અણીદાર આંકડા હશે. એનાથી થોડા અંતરે એક બીજો પુલ હશે. લપસણો પુલ. લોકો એના ઉપર થી સહેલાઈથી પસાર થઈ જશે.

બુખારીની એક હદીસમાં અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત પ્રમાણે લોકો અલ્લાહ ને ઓળખશે અને તેની પાછળ ચાલતા થઈ જશે. હવે જહન્નમ ઉપર એક પુલ ગોઠવાશે. અને રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સૌથી પેહલા એ પુલ પાર કરશે. તે દિવશે રસુલોની દુવા આ હશે,: 'એ અલ્લાહ બચાવી લે. ઓ અલ્લાહ, બચાવી લે.'એ પુલ ઉપર સદાન ના કાંટા જેવા આંકડા હશે.એ આંકડા તેમના કર્મો ના હિસાબે તેમને ઉચકી લેશે. કેટલાક માર્યા જશે. અને કેટલાક ફસાયેલા રહેશે. બાદમાં મુકિત મળશે.

કુરતુબી નોંધે છે કે બીજો પુલ માત્ર શ્રધ્ધાવાનો માટે હશે. અને તેમના માનુ કોઈ જહન્નમમાં પડશે નહિં. જયારે ઈબ્ને કસીરના મત પ્રમાળે એ જહન્નમ ઉપર થી પસાર થયા પછીનો એક અણધાર્યો પુલ હશે. કદાચ કોઈક ખાઈ ઉપર, જેના વિશે અલ્લાહ સિવાય કોઈ જાણતુ નથી.

**ઉજાશ, અંધકાર :—**

અહાદીસ દ્વારા જાણવા મળે છે કે પુલ સિરાત એક એવુ સ્થળ હશે, જયાં આજુબાજુ ઘેરો અંધકાર હશે. સૈયિદા આયશા(રદિ.) વર્ણવે

છે કે અલ્લાહ ના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પુછવામાં આવ્યું કે જયારે આ ધરતી ને એક નવી ધરતી–આકાશ વડે બદલવામાં આવશે એ દિવશે લોકો કયાં હશે? અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું: 'તેઓ પુલ(સિરાત)ની આસપાસ અંધકારમાં હશે.'(મુસ્લિમ, તબરાની કબીરમાં)

ઈબ્ને કસીર નોંધે છે કે આ સ્થળે દંભીઓ અને શ્રધ્ધાવાનો અલગ થઈ જશે. દંભી મુનાફિકો પાછળ રહી જશે અને શ્રધ્ધાવાનો આગળ જશે. અને તેમની વચ્ચે એક અવરોધ આવી જશે અને દંભીઓને શ્રધ્ધાવાનો સાથે ભળતા રોકી દેવાશે. જેમકે કલામે પાકમાં ફરમાને ઈલાહી છે કે:

'એ દિવસે જયારે દંભી પુરુષો અને દંભી સ્ત્રીઓ, શ્રધ્ધાવાનોને કહેશે: 'અમારા પર નજર કરો કે અમે તમારા ઉજાશનો લાભ લઈ શકીએ.'(તેમને)કહેવામાં આવશે: પાછળ જાઓ અને ઉજાશ તલાશ કરો.––ત્યાર પછી તેમની વચ્ચે એક અવરોધ(દીવાલ)ઊભો કરી દેવાશે, જેમાં એક દરવાજો હશે, જેના અંદરના ભાગમાં કૃપા હશે જયારે બહારનો ભાગ અઝાબ તરફ હશે.'(અલ–હદીદ–૫૭:૧૩)

સવરીએ જણાવ્યા પ્રમાણે જુનાદહ ઈબ્ને ઉમૈયા(રદિ.) વર્ણવે છે કે:'અલ્લાહ પાસે તમારા નામ, ઉપનામ, જન્મભુમિ, તમારા રહસ્યો, અને મેળમિલાપો સહિત તમારી નોંધ કરાયેલી છે. પુનર્જીવનનો દિવસ આવશે ત્યારે કહેવામાં આવશે:'ઓ ફલાણા, આ તારો ઉજાશ છે. ઓ ફલાણા, આ તારા માટે ઉજાશ નથી.'–અને તેમણે આ આયત પઢી:

'ઉજાશ, તેમની આગળ અને તેમની જમણી તરફ ફેલાઈ જશે.'(૫૭:૧૨)

દહહાક કહે છે કે કોઈ પણ એવું નહિં હોય કે જેને એ દિવસે ઉજાશ આપવામાં નહિં આવે. પણ તેઓ સિરાત નજીક પહોંચશે ત્યારે દંભીઓનો ઉજાશ હોલવી નાખવામાં આવશે. એ જોઈને શ્રધ્ધાવાનો ગભરાશે અને દુઆ કરશે:'ઓ માલીક! અમારા ઉજાશને અમારા માટે પરિપૂર્ણ કરી દે.'(૬૬ : ૮)

અને સૈયિદિના ઈબ્ને અબ્બાસ(રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, ''અલ્લાહ લોકોને તેમના નામ લઈ, પુનર્જીવનના દિવસે બોલાવશે, તેના (અન્ય) બંદાઓથી આદશ રાખીને. અને સિરાત નજીક અલ્લાહ, દરેક શ્રધ્ધાવાન અને દંભીઓને ઉજાશ આપશે. અને જયારે તેઓ સિરાત આગળ આવશે. તો અલ્લાહ, દંભી પુરષો અને સ્ત્રીઓનો ઉજાશ પાછો લઈ લેશે.––''(મજમા અઝ–ઝવાઈદ. હદીસનો અંશ)

મતલબ કે દંભીઓ સિરાત આગળ ઉજાશથી વંચિત થઈ જશે. તેઓ ઉજાશની તલાશમાં પાછા વળશે, પણ ઉજાશ તેમને પ્રાપ્ત થશે નહિં.

**ઘણા લપસી જશે:–**

અહાદીસ અનુસાર પુલ સિરાત તલવાર જેવો ધારદાર અને લપસણો હશે. અહીં લોકોને કહેવામાં આવશે: 'તમારા ઉજાશના આધારે આગળ વધો. 'કેટલાક ઝબકારાની જેમ, કેટલાક ઉટની ઝડપે તો કેટલાક સામાન્ય ચાલે સિરાત પાર કરશે. સલામત પાર ઉતરશે અને કહેશે: 'સૌ પ્રશંસા અલ્લાહના માટે છે. જેણે અમને બચાવ્યા. નિઃશંક અલ્લાહ તઆલાએ અમને તે આપ્યું, જે અન્યોને આપ્યું નથી.'

બયહકીએ અનસ ઈબ્ને માલિક(રદિ.)ની હદિસ નોંધી છે, જેમણે વર્ણવયું છે: 'નેં અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આમ કહેતા સાંભળ્યા છે: સિરાત સુંદર છે, વાળની લટ જેવી અને તલવાર જેવી ધારદાર. ફિરિશ્તાઓ, શ્રધ્ધાવાન પુરુષો અને સ્ત્રીઓની મદદ કરશે, અને જિબ્રિલ (અલ.) મારી મદદ કરશે. જયારે હું કહીશઃ 'ઓ માલિક! સલામતી! ઓ માલિક સલામતી!'–અલબત એ દિવસે લપસી જનારા પુરુષો –સ્ત્રીઓ ઘણાં હશે' (અલ–મતાલિબ અલ–અલિયહ, કશફુલ ખાફાં)

**જન્નતના દરવાજે:–**

હવે શ્રધ્ધાવાનોની મંઝિલ જન્નત હશે. તેઓ જન્નતના રસ્તે રવાના થશે. પરંતુ પગપાળા નહીં. તો શું ત્યાં કોઈ વાહન હશે? જુઓ હઝરત અલી શું કહે છે.–– અબ્દુલ્લાહ ઈમામ અહમદ અનુસાર સુવૈદ ઈબ્ને સઈદ વર્ણવે છે. 'અમે અલી (રદિ.) સાથે બેઠા હતા. તેમણે આ આયત પઢી, 'એ દિવસે અમે સદાચારીઓને ખુદાની સામે માનવંત પ્રતિનિધિઓ તરીકે ભેગા કરીશું. અને ગુનેગારોને થાકેલા ઘણની માફક જહન્નમ તરફ હાંકી જશું.' (૧૯ : ૮૫–૮૬) અને ત્યાંર પછી તેમણે કહયું : 'ખુદાના કસમ, તેઓ પગપાળા ભેગા નહીં થાય. બલ્કે તેમની પાસે એવી ઊંટડીઓ હશે, જેવી તેમણે બાપ જન્મારામાં જોઈ નહીં હોય ! તેની કાઠડી સોનાની હશે. તેઓ તેના પર સવાર થઈને જન્નતના દરવાજા સુધી જશે.' (મુસનદ અહમદ)બદાવી અનુસાર આસીમે વર્ણવ્યું છે : 'અલીએ જહન્નમનો ઉલ્લેખ કર્યો હતો. પણ હું એ વાત વિસરી ગયો છું. તેમ છતાં (મને યાદ છે કે) તેમણે અલ્લાહના આ શબ્દો પઢયા

હતા : 'અને તેઓ, જે તેમના માલિકથી ડરે છે તેમને ટુકડી બંધ જન્નત તરફ લઈ જવામાં આવશે.' (૩૯ : ૭૩)

અને ત્યાર પછી તેમણે કહયું, 'ત્યાં સુધી કે તેઓ જન્નતના દરવાજા સુધી પહોંચશે. અહીં તેઓ એક વૃક્ષ જોશે, જેમાંથી બે ઝરણા વહી રહયા હશે. તેઓ એક ઝરણાનું પાણી પીશે, જેનાથી તેમના જઠરમાંના તમામ નકામા પદાર્થોનું વિસર્જન થઈ જશે. ત્યાર પછી તેઓ બીજા ઝરણામાં નહાશે. અને પોતાના દેહને સ્વચ્છ–પવિત્ર કરશે. તાજાતવાના થઈ જશે. અને જન્નતના દ્વારે આવશે તો દરવાન આવકાર આપતાં કહેશે : 'સલામુન અલૈકુમ ! તમો સારા રહયા. હવે અહીં પધારો, હંમેશ રહેવા માટે.' (૩૯ : ૭૩)

**જન્નતીઓના માનપાન :–**

જન્નતમાં પ્રવેશનારા ભાગ્યશાળીઓ કેવા હશે અને તેમનો કેવો આદર સત્કાર કરાશે એ વિશે અહાદીસમાં વિગતે વર્ણન કરાયેલું છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) વર્ણવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "પહેલું જૂથ જે જન્નતમાં દાખલ થશે ચહેરા પૂર્ણિમાના ચંદ્રમાં જેવા ચળકતા હશે. તેઓ થૂકશે નહીં, નસીકશે(છીંકશે) નહીં, મળમુત્રની હાજત થશે નહીં. તેમની કાંસકી સોના ચાંદીની હશે. તેમની શગડીનું ઈંધણ કુંવારપાઠું અને તેમની સુગંધ કસ્તુરી હશે. તેમનામાંના દરેકની બે સુંદર પત્નીઓ હશે. તે કયારેય કજિયો કે ગુસ્સો કરશે નહીં તેમના હૃદય એક હૃદય જેવાં હશે. તેઓ સવાર–સાંજ અલ્લાહની ઈબાદત કરશે." (મુસ્લિમ, તિરમીઝી, મુસનદ અહમદ).

અબૂ યઅલાએ હઝરત અબૂ હુરયરહ (રદિ.)ના હવાલાથી નોંધેલી એક હદીસ અનુસાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "જન્નતવાળાઓની પત્નીઓ જન્નતની કુંવારી કન્યાઓ હશે, હૂર હશે. જો કે તેમની રીતભાત માણસો જેવી હશે. તે લોકો (જન્નતવાસીઓ)નાં કદકાઠાં તેમના પિતા (આદમ અલૈ. ના કદ જેવાં હશે " (બુખારી મુસ્લિમ, ઈબ્ને માજા–હદીસનો અંશ)

બયહકી, તબરી, તબરાનીએ નોંધેલી એક અન્ય હદીસમાં દર્શાવાયા પ્રમાણે જન્નતુલ ફિરદૌસમાંના દરેક પુરુષને બોતેર (૭૨) પત્નીઓ મળશે, જે હૂર હશે. અને એ સિવાય બે પત્ની માનવજાતિની હશે. તેમના માણેકના બનેલા શયનખંડમાં મોતીઓથી સજાવેલી અને રેશમી ભરતકામવાળા સિત્તેર પડવાળી સોનાની પથારી હશે.

**પવિત્ર પત્નીઓ :–**

જન્નતવાસી પુરુષો માટે સમવયસ્ક ગુણિયલ, લજજાશીલ અને પવિત્ર પત્નીઓ હશે. એવી પત્નીઓ કે જેમને તેમના પહેલાં કોઈએ સ્પર્શ કર્યો નહીં હોય. કલામે પાકમાં એ સ્ત્રીઓ વિશે કહેવાયું છે : 'અને તેમની સાથે લજજાશીલ, સમવયસ્ક ગુણિયલ (મહિલાઓ) હશે.' (૩૫ : ૫૨)

અને આલે ઈમરાનમાં ફરમાને ઈલાહી છે : 'અલ્લાહને ત્યાં બાગો (જન્નત) છે, જેની નીચે નહેરો વહે છે, જેમાં તેઓ હંમેશ રહેશે. અને (ત્યાં) પવિત્ર સ્ત્રીઓ છે અને અલ્લાહની પ્રસન્નતા. અને ખુદા તેના બંદાઓને જોઈ રહયો છે.' (આલે–ઈમરાન–૩:૧૫)

મતલબ કે જન્નતમાં પુરુષોને એવી સુંદર, ગુણિયલ, લજજાશીલ અને પવિત્ર પત્નીઓ મળશે, જેના વિશે તેમણે કદી વિચાર્યું નહીં હોય. એક તરફ બોતેર હશે અને બીજી તરફ બે માનવજાતિની મહિલાઓ. સૌ સુંદર, પવિત્ર, કુંવારી અને પતિને બેહદ ચાહનારી. અહાદીસ અનુસાર એ સ્ત્રીઓના હોઠે તેમના પતિઓ વિશે આ શબ્દો હશે : 'ખુદાના કસમ, જન્નતમાં તમારાથી સુંદર બીજું કોઈ નથી. અને આ જન્નતમાં તમારાથી પ્રિય એવી અન્ય કોઈ વસ્તુ નથી.'

એમાં શંકા નથી કે હૂરો અતિ સુંદર હશે, મનોહર હશે, મન ભાવિત હશે. અને તે દરેક પુરુષના ઘરમાં બોતેર હશે તો તેમની સામે માનવજાતિની બે સ્ત્રીઓની શી હેસિયત ? આનો ઉત્તર સૈય્દિહ ઉમ્મે સલ્મા (રદિ.)ની એક રિવાયતમાંથી મળે છે. તેમણે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ને પૂછયું. ''ઓ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ, મને એ કહો કે આ વિશ્વની સ્ત્રીઓ હૂરોથી શ્રેષ્ઠ હશે કે નહીં ?''

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું ''આ વિશ્વની સ્ત્રીઓ, હૂરોથી વિશેષ ચઢિયાતી હશે. વસ્ત્રના અંદરના ભાગ ઉપર બહારનો ભાગ હોય છે એવી.'' તેમણે વળતો પ્રશ્ન કર્યો. ''શા માટે, ઓ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ?'' આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કહું, ''તેમની નમાઝ, તેમના રોઝા અને તેમની ઈબાદતના કારણે અલ્લાહ તેમના ચહેરા પર નૂર પાથરશે. અને ત્વચાને સુવાળી કરી દેશે. તેમનો વર્ણ સફેદ હશે અને તે લીલો લિબાસ તથા પીળા ઘરેણા પહેરશે. તેમની વીટી મોતીની અને કંગન સોનાનાં બનેલાં હશે. તેઓ કહેશે : 'અમે હંમેશ જીવીશું મરસું નહીં. અમે હંમેશ તાજગીપૂર્ણ રહીશું, કયારેય કરમાશું નહીં. અમે હંમેશ ખુશ રહીશું કદી

નાખુશ થઈશું નહી. તેમને હો ખુશખબર કે જે અમારા  છે અને અમે જેમની છીએ.(અલ–મુઅજમ અલ–કબીર – તબરાની)

**ગરીબો સૌથી પહેલા :–**

આ વિશ્વમાં ધનવાનો દરેક જગ્યાએ આગળ રહે છે અને ગરીબોને ધક્કા દઈ પાછળ ધકેલે છે. પણ બીજી દુનિયામાં એનાથી અવળો ક્રમ હશે. ઈબ્ન કસીર અનુસાર અબૂ હુરયરહ (રદિ.) મરફુઅ સ્વરૂપમાં વર્ણવ્યું છે કેઃ 'મુસ્લિમો માના ગરીબો તેમના ધનવાનો થી અડધો દિવસ યાને પાંચસો વરસ પેહલા જન્નતમાં દાખલ થશે. '(તિરમીઝી,ઈબ્ને માજા,મુસનદ અહમદ)

અને જન્નતવાસીઓ જન્નતમાં પ્રવેશ કરશે ત્યારે મોતીઓ જેવા સિત્તેર હજાર સેવકો તેમને આવકાર આપશે. તેમને જન્નતનો લિબાસ પહેરાવશે. જે કદી જીર્ણ થશે નહિં. તેમના માટે વિશાળ શામિયાના પણ હશે. જે સાઠ માઈલ લાંબા સળંગ પોલા મોતીના બનેલા હશે. અને એ શામિયાનામાં તેમની પ્રિય પત્નીઓ હશે. અહાદીસમાં ઈબ્ને અબ્બાસ(રદિ.)ના હવાલાથી વર્ણવાયું છે કે એ શામિયાનાના એક હજાર સોનાના દરવાજા હશે અને દરેક દરવાજામાંથી ફિરિશ્તા અલ્લાહ જલ્લ શાનહુ તરફથી ભેટ સોગાતો લઈને આવશે.

**જવાની ઢળશે નહિં:–**

હદીસોના સાર–તારણ પ્રમાણે જન્નતવાસીઓ જન્નતમાં પ્રવેશ કરશે ત્યારે તેમની દરેકની વય તેત્રીસ વર્ષની હશે. અને તેઓ હંમેશા જવાન રહેશે. જવાની ઢળશે નહિં. અને તેમનું કદકાઠું હઝરત આદમ

(અલ.) ના કદ જેવું હશે. અને જન્નતમાં રોગચાળો નહીં, થાક નહીં, ઊંઘ નહીં. મૃત્યુ નહીં અને કોઈ ફીકરચિંતા પણ નહીં હોય. હંમેશ આનંદ આનંદ હશે.

**જહન્નમમાં કોણ :–**

અહમદે દર્શાવ્યા પ્રમાણે અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર (રદિ.) વર્ણવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું "જહન્નમવાસીઓમાં દરેક રીતભાત વાળો (અસભ્ય,ચારિત્ર્યહીન), કરડો, અભિમાની, સંગ્રહખોર, (અલ્લાહના એકત્વને) નકારનાર હશે. અને જન્નતને લાયક નબળા તથા કચડાયેલા લોકો હશે."

અને બુખારી તથા મુસ્લિમની એક હદીસમાં દર્શાવાયું છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ. કહયું, "મેં જન્નતમાં જોયું અને તેની અંદર મોટા ભાગના રહેવાસી ગરીબો દીઠા. અને મેં જહન્નમમાં જોયું તો ત્યાં મોટા ભાગના ધનવાનો હતા."

એ સિવાય અહાદીસે નબ્વી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અનુસાર પ્રત્યેક દંભી અને અલ્લાહ સિવાય અન્યને પૂજનાર, કયામત, ફિરિશ્તા તથા અલ્લાહની કિતાબોને નકારનાર, દુરાચારી જહન્નમમાં હોમાશે. ધાર્મિક દંભીઓ વિશે અલ્લાહનું આ ફરમાન છે : 'નિઃશંક દંભીઓ (મુનાફિકો) આગના સૌથી નીચલા થરમાં હશે. અને તમે જોશો કે (જહન્નમમાં) તેમનો કોઈ મદદગાર હશે નહીં' (અલ–નિસા–૨૫–૪ : ૧૪૫)

**જહન્નમમાં થઈને :–**

આ હકીકત જાણીને કદાચ સૌને અચંબો થશે કે જન્નતમાં જનારા દરેક જણે જહન્નમમાંથી પસાર થવું પડશે. હસન ઈબ્ને અરફાહે ખાલિદ ઈબ્ને મઅદાની દ્વારા વર્ણવ્યું છે કે જન્નતના લોકો, જન્નતમાં પ્રવેશ્યા પછી કહેશે : 'આપણા માલિકે શું આપણને જહન્નમમાં થઈને (અહીં) આવવાનો વાયદો નહોતો કર્યો ? કહેવામાં આવશે: 'તમે તેમાંથી પસાર થયા હતા, જયારે તે ઓલવાઈ ગઈ હતી.' (મુસનદ અહમદ)

ઈબ્ને કસીરે નોંધ્યા પ્રમાણે હઝરત સલ્માન (રદિ.)એ કહયું. 'સૌ તેની (જહન્નમની) અંદર દાખલ થશે' અને ત્યાર પછી તેમણે પોતાના કાન પર આંગળી ધરીને કહયું, "અગર મેં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ને આમ કહેતા સાંભળ્યા ન હોય તો મારા કાન બહેરા થઈ જાય કે : ' કોઈ પવિત્ર કે અપરાધી તેની અંદર ગયા વિના રહેશે નહીં. શ્રધ્ધાવાનો માટે તો (આગ)ઠંડી અને શાંત થઈ જશે જેવી કે ઈબ્રાહીમ (અલ.) માટે થઈ ગઈ હતી. ત્યાં લોકોના આવવાના કારણે ઘણો શોર હશે. પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ આ આયત પઢી : 'પછી અમે સદાચારીઓને મુકિત આપીશું અને દુરાચારીઓને ત્યાં ગોઠણભેર પડેલા તજી દઈશું. '(૧૯:૭૨)

**અલ્લાહનો ફેંસલો :–**

જહન્નમમાં ગોઠણભેર તજી દેવાનારા દુર્ભાગીઓ વિશે કુરઆને કરીમમાં ફરમાને રબ્બાની છે. :

'એ દિવસે જયારે તેમને ત્રાસદાયક ધક્કા સાથે જહન્નમમાં ધકેલવામાં આવશે (અને કહેવામાં આવશે) : આ છે તે આગ, જેને તમે જૂઠ લેખતા હતા. તો શું આ (કોઈ) જાદૂ છે કે (પછી) તમને દેખાતું નથી !

એની અંદર પ્રવેશો. હવે તમે ધીરજ ધરો અને તમારા માટે સરખું છે. તમને માત્ર તેનો બદલો આપવામાં આવી રહયો છે કે જે તમે કરતા રહયા હતા.' (૫૨ :૧૩–૧૬)

'નિઃશંક, જે શ્રધ્ધાહીન છે અને દુરાચાર કરે છે તેમને અલ્લાહ માફ કરશે નહીં. તેમજ તેમનું માર્ગદર્શન કરશે નહીં, સિવાય કે જહન્નમના માર્ગ તરફ. (તેઓ) ત્યાં હંમેશા રહેશે, અને તે અલ્લાહ માટે આસાન છે.' (૪ : ૧૬૮–૧૬૯)

' અને જેઓ અલ્લાહ અને તેના પયગમ્બરની નાફરમાની કરે છે તેમના માટે જહન્નમની આગ છે. જેમાં તેઓ હંમેશ રહેશે.' (૭૨:૨૩)

**મોતનું મરણ :–**

આપણે આગળ જોઈ ગયા છીએ કે જન્નતમાં વૃધ્ધાવસ્થા હશે નહીં, એમ મૃત્યું પણ નહીં હોય. એ પ્રમાણે જહન્નમમાં પણ લોકો–પાપીઓ બળશે પરંતુ મરશે નહીં. એ સૌ હંમેશ, અબદુલ આબાદ જીવશે. તો સવાલ આ છે કે મૃત્યુનું થશે શું ? તે કયાં હશે. ?

આ સવાલનો જવાબ અહાદીસમાંથી આ પ્રમાણે મળે છે. ઈમામ અહમદ અનુસાર, ઈબ્ને ઉમર (રદિ.) વર્ણવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "જયારે જન્નતને લાયક લોકો ત્યાં જશે અને જે જહન્નમમા જવાને લાયક ઠર્યા હશે તે ત્યાં જશે ત્યાર પછી મૃત્યું ને જન્નત અને જહન્નમની વચ્ચે લાવવામાં આવશે. અને અહીં તેને ઝબહ કરવામાં આવશે. પછી એક પોકારનાર કહેશે : 'ઓ

જન્નતવાસીઓ હંમેશા જીવો, મૃત્યુ નથી. ઓ જહન્નમવાસીઓ હંમેશા જીવો મૃત્યુ નથી. આથી જન્નતવાસીઓના સુખમાં અતિશય વધારો થશે અને જહન્નમવાસીના દુઃખમાં અતિશય વધારો થઈ જશે." (મુસનદ અહમદ)

હઝરત અબૂ–હુરયરહ (રદિ.) નો હવાલો ધરાવતી એક અન્ય હદીસમાં કહેવાયું છે કે મોતને કાબર ચીતરા ઘેટા સ્વરૂપે પુલ સિરાત ઉપર લાવવામાં આવશે. જન્નતવાસીઓ તથા જહન્નમવાસીઓને કહેવાશે : 'ઓળખો છો આને ?' અને તેઓ કહેશે. 'હા, અમારા માલિક ! એ મૃત્યુ છે. 'ત્યાર પછી તેને સિરાત ઉપર ઝબ્હ કરવાનો આદેશ અપાશે. અને જન્નત તથા જહન્નમવાસીઓને કહેવામાં આવશે : 'તમે જે હાલમાં છો એમાં હંમેશ રહો. કદાપી મરશો નહીં.' (મસનદ અહમદ. હદીસનો સાર)

અને મુસનદ અહમદ તથા મુસતદરક હાકિમ માંહેની, હઝરત અબૂ–હુરયરહ (રદિ.)નો હવાલો ધરાવતી અન્ય એક હદીસ અનુસાર અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમમેં કહયું, "અલ્લાહ, મોતના ફરિસ્તાને કહેશે : તું મારા સર્જનો માંહેનુ એક સર્જન છે. હવે તું મૃત્યુ પામ. પુનઃસજીવન થઈશ નહીં." (હદીસનો અંશ)

**કર્મના હિસાબે :–**

અલ્લાહ અને તેના પેગમ્બરોના ફરમાનને ઉથાપનારા, અલ્લાહના સમોવડ ઊભા કરનારા દુરાચારીઓનો છૂટકારો નથી. તેમનો અંતિમ મુકામ જહન્નમની આગ છે, જેમાં તેઓ હંમેશા બળતા રહેશે. કલામુલ્લાહ તેમના વિશે ફેંસલો સંભળાવ્યો છે : "અને જે કોઈ અલ્લાહ અને તેના પેગમ્બરની નાફરમાની કરે છે તો ખચીત તેના માટે જહન્નમની આગ છે, જેની અંદર તે હંમેશ રહેશે.' (૭૨ :૨૩)

અને સૂરહ હુદમાં ફરમાને ઈલાહી છે : 'તેઓ કે જે અધમ છે તેમનો સંબંધ છે ત્યાં સુધી તેઓ આગમાં જશે, (જયાં તેઓ) નિસાસા નાખશે, વિલાપ કરશે., (૧૧ :૧૦૬)

અને અહાદીસ દ્વારા જાણવા મળે છે કે જહન્નમવાસીઓનું બળણ–જલન તેમનાં કર્મના હિસાબે થશે. જેવા કર્મ તેટલું બળણ. કેટલાક લોકો તેમના કર્મના હિસાબે માત્ર પગની પાટલી સુધી બળશે, કેટલાક કમર સુધી તો કેટલાક તેમના ચહેરા સિવાય આખા શરીરે બળશે. ચહેરા જહન્નમની આગ માટે નિષિધ્ધ કરાયેલા છે.

અબૂ સઈદ ખુદરી (રદિ.) વર્ણવે છે કે જયારે પોતાના કાકા અબૂ તાલિબનો ઉલ્લેખ થયો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું. ''મારી સિફ઼ારસથી કદાચ તેમને લાભ થશે. અને તેમને (જહન્નમની) એક ખાઈમાં રખાશે, (જયાં આગ) તેમના પગની ઘૂટી સુધી પહોંચશે. એ તેમના મગજને ખદબદાવી નાખશે (અતિશય સખત હશે)." (બુખારી, મુસ્લિમ)

અને અબૂ સઈદ (રદિ.)એ આમ પણ વર્ણવ્યું છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, ''જહન્નમમાં ઓછામાં ઓછી શિક્ષા પામનારને, આગના જોડા પહેરાવવામાં આવશે, જેની ગરમીથી તેમના મગજ ખદબદી જશે." (મુસ્લિમ)

અબૂ–બકર ઈબ્ને અબૂ–અદ દુનિયાએ ઈબ્ને મસૂદ (રદિ.)ના હવાલાથી નોંધ્યું છે કે જહન્નમમાં અત્યંત સખત શિક્ષા દંભીને કરાશે. તેને લોખંડના એક પાંજરામાં પુરી, પાંજરૂ જહન્નમના સૌથી નીચલા

ભાગમાંની એક ભઠ્ઠી ઉપર મૂકી દેવામાં આવશે. વિશેષમાં તેમણે કહયું છે કે જહન્નમમાં દરેક ગુનેગારને તેના કર્મના હિસાબે શિક્ષાની સાંકળમાં જકડાયેલા રાખવામાં આવશે.

**બચો, બચાવો :–**

ઈબ્ને મરદાવિયાએ જણાવ્યા પ્રમાણે અનસ (રદિ.)એ વર્ણવ્યું છે, કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ આ આયત પઢી : 'ઓ શ્રધ્ધાવાનો, તમારી જાતને અને તમારા પરિવારને આગથી બચાવો, કે જેનું ઈંધણ માનવજાત અને પથ્થર છે' (૬૬ : ૬) (અને પછી) કહયું. ''એ હજાર વર્ષના બળણે તેને (જહન્નમની આગને) સફેદ કરી નાખી હતી, બીજા એક હજાર વર્ષે તેને રાતી કરી હતી અને બીજા એક હજાર વર્ષે તેને કાળી કરી હતી. આથી તેની જવાળા ઉજળી ચળકતી નથી. (તિરમીઝી, ઈબ્ને માજા)

અને જહન્નમની આગની તીવ્રતા દર્શાવતા અહાદીસમાં કહેવાયું છે કે વિશ્વમાં પેટાવવામાં આવતી આગ, જહન્નમની આગના સિત્તેર ભાગમાનો એક ભાગ છે.

**સંદર્ભ ગ્રંથો :–**

(૧)બિફોર એન્ડ આફટર ધ લાસ્ટ અવર : ઈબ્ને કસીર અદ–દમિશ્કી (ટ્રાંન્સલેશન : રફીક અબ્દુર્રહેમાન) (૨) અહાદીસે કુદસિયા (અનુવાદ–સંકલન) : અબૂ મસઉદ નદવી (૩) ધ હોલી

કુરઆન (ટ્રાન્સલેશન) : માર્માડયૂક પ્રિકથોલ. (૪) સાયબાને રહમત (અનુવાદ – સંકલન) ડો. સૈયદ હામિદ હુસૈન બિલગિરામી.

# –:(૬) સિફારસ :–

પુનર્જીવનના દિવસે અલ્લાહની સૌ મખલૂક, એક વિરાટ મેદાનમાં, મહશરમાં, ધગધગતા સૂર્ય તળે હેરાન–પરેશાન થઈ રહી હશે. ઈચ્છી રહી હશે કે તેમના કેસોનો નિકાલ આવે અને આ પીડામાંથી તેમને છૂટકારો મળે. અહાદીસ અનુસાર આ દશામાં તેઓ ચાળીસ વર્ષ ઊભા રહેશે. અને ત્યાર પછી તેમના કેસોની સુનાવણી તથા ફેસલા વિશે, સિફારસનો અમલ શરૂ થશે.

આ સિફારસ અને એ વિશેની પ્રક્રિયાની હકીકતો ખાસી આશ્ચર્યજનક છે. અહાદીસમાં તેનું વિગતે વર્ણન કરાયેલું છે. એ વર્ણન થોડી વધઘટ અને ફેરફાર સાથે લગભગ એક જેવા હોઈ, પુનરુકિત બોજ નિવારી, અહાદીસના આધારે તૈયાર કરાયેલું એક સળંગ વૃત્તાંત અહીં આપવાનું ઉચિત લેખ્યું છે.

એ વૃત્તાંત આપણે બાદમાં જોઈશું. પ્રથમ સિફારસ અને તેના પરથી ઉપજેલા શબ્દો શફાઅત, શાફિઅ, શાફએ–મહશરના અર્થ સમજી લઈએ. સિફારસ એ ફારસી શબ્દ સિફારિશનું ગુજરાતી સ્વરૂપ છે. અને એના એકાધિક અર્થ થાય છે. જેવા કે : વગ વસીલો, ભલામણ, તરફેણ, સહારો, આશરો, હિમાયત, મદદ કે કોઈનો પક્ષ કરવો.

અને શફાઅત એટલે ગુનાઓની માફી માટેની સિફારસ. અને શાફિઅનો અર્થ શફાઅત કે સિફારસ કરનાર થાય છે. જયારે શાફએ–મહશર એટલે મહશરમાં શફાઅત યા સિફારસ કરનાર. એ એક રૂઢિ પ્રયોગ છે અને એનો ઉપયોગ અલ્લાહના રસૂલ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના માટે થાય છે.

હવે જોઈશું સિફારસ અને તેની પ્રક્રિયા વિશેનું વૃત્તાંત. એ મોતબર હદીસ સંગ્રહો જેવા કે બુખારી, મુસ્લિમ, મુસનદ અહમદ માંહેની તથા અહવાલ યવમુલ કયામત અને અલ–બઅસ અલ–નુહૂર માંહેની, ઈબ્ને–કસીરે નોંધેલી હદીસોના આધારે તૈયાર કરાયું છે. એની અંદર મારા કે અન્ય કોઈના વિચારોની કોઈ દખલ નથી.

**નફસી, નફસી, નફસી ! :–**

એ દિવસે પુનર્જીવિત થયેલાં સૌ મહશરમાં ઊભા હશે, ઉઘાડપગાં, નવસ્ત્રાં, ગિરદિ અસામાન્ય હશે. અને માથે ધગી રહેલા સૂર્યના કારણે તેમની પરેશાની હદ વટાવી રહી હશે. પરસેવામાં રેબઝેબ હશે. હાયવોય કરી રહયા હશે.

આ સ્થિતિમાં ચાલીસ વર્ષ વીતશે. અને ત્યાંરે તેમનામાંના કેટલાક વિચારશે કે અલ્લાહ સમક્ષ સિફારસ કરાવવી જોઈએ. આ માટે તેઓ સૌ પ્રથમ હઝરત આદમ (અલૈ.) પાસે જશે. કહેશે, "આપ, માનવ જાતના પિતા છો. આપને અલ્લાહ તઆલાએ પોતાના હાથથી બનાવ્યા હતા. રૂહ ફુંકી હતી. ફિરિશ્તાઓ પાસે આપ સમક્ષ સજદો કરાવ્યો હતો. અને આપને જન્નતમાં વસાવ્યા હતા. આપના રબ આગળ અમારા માટે ભલામણ કરો કે તે અમારા કર્મોનો હિસાબ કરે અને અમને અહીંથી રાહતની જગ્યાએ ખસેડવામાં આવે "

હઝરત આદમ (અલૈ.) કહેશે, "આજે મારી જાત સિવાય, મારા માટે, મહત્વનું કંઈ પણ નથી.—ના, હું ભલામણ—સિફારસ કરી શકું એમ નથી. આજે મારો રબ પુષ્કળ ક્રોધાવેશમાં છે. એવા ક્રોધમાં કે જેવો કદી થયો ન હતો અને ભવિષ્યમાં થશે નહીં. જન્નતમાં તેણે એક વૃક્ષ પાસે જવાની મને મનાઈ કરી હતી. પણ તેના એ હુકમનું મેં ઉલંઘન કર્યું હતું ! હાય, નફસી ! નફસી ! નફસી ! (હાય મારૂં શું થશે, મારૂં શું થશે, મારૂં શું થશે ) ."

ગમે એમ, પણ હઝરત આદમ (અલૈ.) એ લોકોને સાવ હતાશ તો ન જ કરે. તેમને હઝરત નૂહ (અલૈ.) પાસે જવા સૂચવશે. કહેશે, "નૂહ માનવજાત માટે મોકલાયેલા પ્રથમ રસૂલ હતા. તે તમારૂં કામ કરશે."

**કૃતજ્ઞ બંદા :—**

હવે એ પરેશાન લોકો હઝરત નૂહ (અલૈ.)ની સેવામાં ઉપસ્થિત થશે. બારગાહે ઈલાહીમાં સિફારસ કરવા વિનંતી કરતાં કહેશે," આપ તો લોકો તરફ મોકલાયેલા પહેલા રસૂલ છો. અલ્લાહ તઆલાએ આપને કૃતજ્ઞ ( Thankful ) બંદા કહયા છે. તમારા રબ આગળ અમારા માટે સિફારસ કરો. જુઓ, અમારી કેવી દશા થઈ રહી છે !"

હઝરત નૂહ (અલૈ.) કહેશે, "આજે મારો માલિક બહુ ગુસ્સામાં છે. એવા ગુસ્સામાં છે કે જેવો કદી થયો ન હતો અને ભવિષ્યમાં થશે નહીં. તેણે મારા લોકોમાં તબ્લીગ કરવાની જવાબદારી મને સોંપી હતી. હાય, નફસી,! નફસી ! નફસી!"

તેઓ તેમને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પાસે જવાનું સૂચવતાં કહેશે, "તમે ઈબ્રાહીમ પાસે જાવ. તે તમને ઉપયોગી થઈ શકશે."

બે મહાજનો પાસેથી નકારાત્મક જવાબ મળયાથી ઉદાસ થયેલા લોકો હવે અલ્લાહના ખલીલ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પાસે આવશે. અલ્લાહ તઆલાની હજૂરમાં સિફારસ કરવા વિશે અરજ કરતાં કહેશે, "આપ તો અલ્લાહના મિત્ર છો. આપનો લકબ ખલીલુલ્લાહ છે. આપના રબ સમક્ષ અમારા માટે સિફારસ કરો કે અમારા કેસોનો ફૈસલો કરવામાં આવે."

પરંતુ અહીંયાં પણ તેમની અરજ નિષ્ફળ જશે અને નફસા—નફસી સિવાય કંઈ મળશે નહીં. આથી હવે તેઓ હઝરત મુસા (અલૈ.) પાસે જશે. સિફારસ માટે અરજ ગુજારતા કહેશે. "આપ તો કલીમુલ્લાહ છો.! અલ્લાહ તઆલાએ આપને પયગમ્બરી અનેં વાતચીત માટે પસંદ કર્યા હતા. આપ અલ્લાહ તઆલા સમક્ષ અમારી સિફારસ કરો. જુઓ અમારી શી દશા થઈ રહી છે ?"

કલીમુલ્લાહ હઝરત મુસા (અલૈ.) પણ અલ્લાહ તઆલાના પ્રકોપનો હવાલો આપશે અને કહેશે, "મેં એક માણસની હત્યા કરી હતી કે જેના વિશે હુકમ થયો ન હતો. હાય, નફસી ! નફસી ! નફસી ! તમે ઈસા પાસે જાવ."

નિસાસા નાખતા એ લોકો હઝરત ઈસા ઈબ્ને મરિયમ(અલૈ.) પાસે આવશે. વિનંતી કરશે, "આપ તો રૂહુલ્લાહ છો. આપના રબ આગળ અમારી સિફારસ કરો."

હઝરત ઈસા (અલૈ.) પોતાની કોઈ સરતચૂક કે ખતાનો ઉલ્લેખ કરશે નહીં. નફસી, નફસી પણ નહીં કરે. માત્ર આટલું કહેશે, " મારો

અલ્લાહ આજે એટલા ગુસ્સામાં છે, જેટલો કદી થયો ન હતો અને ભવિષ્યમાં થશે નહીં. તમે બીજા યાને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે જાવ."

હદીસો અનુસાર આ સંદર્ભે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ ફરમાવ્યું, "તેઓ મારી પાસે આવશે અને વિનંતી કરતા કહેશે. 'ઓ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આપ અલ્લાહના રસુલ છો અને નબીઓ માંહેના અંતિમ છો. મુહરે નબુવ્વત છો. આપ, અલ્લાહ સમક્ષ અમારી સિફારસ કરો. જુઓ અમારી કેવી દશા થઈ રહી છે.? કેવું આવી બન્યું છે ?

**ઈબ્ને અબ્બાસના બયાન :–**

અત્રે આ હકીકત નોંધવી રહી કે સૈયિદિના અબૂ–હુરયરહ (રદિ.) તથા સૈયિદિના અનસ (રદિ.)ની રીવયાતો વાળી હદીસો અહીં સુધી આવ્યા પછી લોકોના હિસાબ–કિતાબવાળા મૂળ વિષયથી ખસીને, જહન્નમમાં ગયેલા ગુનેગારોને સિફારસ દ્વારા ત્યાંથી કાઢીને જન્નતમાં દાખલ કરવાના રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અમલ તરફ વળી જાય છે અને ત્યાં પછી તેની અંદર મૂળ વિષયનો કોઈ ઉલ્લેખ જોવા મળતો નથી. આમ શાથી થયું હશે ? હું જાણતો નથી વલ્લાહો અઅલમ.

આ કારણ છે કે મહશરમાં અલ્લાહ તઆલાની પધરામણી, લોકોના હિસાબ–કિતાબ તથા કેસોના નિકાલ વિશેના આપણા મૂળ વિષયને સાંકળતા, સૈયિદિના ઈબ્ને અબ્બાસ (રદિ.)નાં બે વર્ણનનો આધાર લેવો પડયો છે, જેનો સાર નીચે પ્રમાણે છે.

ઈબ્ને અબ્બાસ (રદિ.)નું એક બયાન અબૂ નસરાહ અલ મુન્ઝીર ઈબ્ને માલિક ઈબ્ને કતઅહે વર્ણવ્યું છે. વર્ણન અનુસાર ઈબ્ને અબ્બાસ (રદિ.)એ બસરામાં મિમ્બર પરથી કરેલા સંબોધનમાં કહયું હતું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કહયું. "તેઓ (લોકો) મારી પાસે આવશે. કહેશે, "ઓ મુહમ્મદ! તમારા રબથી અમારી સિફારસ કરો કે તે અમારા કેસો તપાસવાનું શરૂ કરે." હું કહીશ : હું એ કરીશ. ત્યાર પછી એક પોકારનાર કહેશે : 'કયાં છે અહમદ અને તેમની ઉમ્મત ? "

અહીં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું "આપણે ઉમ્મતોમાં છેલ્લા, પરંતુ હિસાબ–કિતાબમાં પહેલા છીએ. "મતલબ કે હવે અલ્લાહ રબ્બુલ આલમીનની પધરામણી થશે, હિસાબ–કિતાબ શરૂ થશે. અને પરેશાન લોકોને શાંતિ થશે. (મુસનદ અહમદ, હદીસનો સારાંશ)

**આકાશો ચિરાશે :–**

અબૂ–બકર ઈબ્ને અબૂ–અદ દુનિયા તેમના ગ્રંથ 'અલ–અહવાલ'માં નોંધે છે કે, ઈબ્ને અબ્બાસ (રદિ.) વર્ણવે છે : 'પુનર્જીવનના દિવસે જમીનને ચામડાની માફક ખેચીંને વિસ્તૃત કરી દેવામાં આવશે. અને મખલુકને એક સપાટ મેદાનમાં ભેગા કરવામાં આવશે, જયાં જિન્નાત પણ હશે, માણસો પણ. ત્યાર પછી ધરતી ઉપરનું આકાશ ચીરાશે અને આકાશવાસીઓ ધરતી પર ઉતરશે. લોકો ક્ષોભ અનુભવતા તેમને પુંછશે, "તમારી વચ્ચે અમારો ખુદા છે ? તેઓ આ શબ્દોથી નાખુશ થશે અને કહેશે, " અમારો અલ્લાહ ગૌરવશાળી છે. તે અમારી વચ્ચે નથી. તે આવનાર છે."

ત્યાર પછી એક પછી એક એમ સાત આકાશો ચીરાઈ જશે. અને ત્યાંના વાસીઓ નીચે ઉતરશે. ગૌરવશાળી અલ્લાહની પધરામણી થશે. સર્વ ઉમ્મતો હરોળબંધ ઉભી રહેશે. અને એક પોકારનાર કહેશે, ''તમે બહુ જલ્દી જાણશો કે આજે માનને પાત્ર કોણ છે.''—તેમને ટોળામાંથી અલગ કરી જન્નત તરફ રવાના કરવામાં આવશે. એ હશે જન્નતમાં પ્રવેશનારૂં પેહલુ જુથ.

ત્યાર પછી એક બીજી પોકાર થશે, ''તમે બહુ જલદી જાણશો કે આજે આદર પાત્ર કોણ છે. ''અને એક બીજુ જુથ જન્નત તરફ જશે.—અને ત્યાર પછી જહન્નમમાંથી એક ગરદન બહાર આવશે. તેના પર બે આંખો હશે. તે દુરાગ્રહી, અત્યાચારીઓ, અલ્લાહ અને તેના રસુલને પીડા કરનારા તથા ચિતારાઓને ઉપાડી જશે. અને ત્યાર પછી હિસાબ કિતાબ અને કેસોની ચકાસણી શરૂ થશે.(ઈબ્ને કસીર)

મહશરમાં અલ્લાહની પધરામણી અને લોકોના હિસાબ—કિતાબની ઘટનાનું બયાન કુર્આને કરીમમાં આ રીતે કરાયું છેઃ

'અને ધરતી તેના રબના નુરથી ઝગમગી ઉઠશે. અને કિતાબ (કર્મપોઠી) સ્થાપિત કરાશે અને પયગમ્બરો તથા સાક્ષીઓને લાવવામાં આવશે. અને તેમની (લોકોની)વચ્ચે ફૈસલા સચ્ચાઈ પૂર્વક કરાશે. અને તેમને અન્યાય કરવામાં નહીં આવે. અને દરેક માણસને તેણે જે કર્યુ હશે તેનો પૂરો બદલો અપાસે. અને તેઓ જે કરે છે તેનાથી તે (અલ્લાહ) સારી પેઠે વાકીફ છે.'(૩૯ઃ૬૯—૭૦)

**દોષ તમારી જાતને દોઃ–**

આ ઘટનાનુ વર્ણન સૂર વિશેની એક ખાસી વિસ્તૃત હદીસમાં પણ કરાયું છે. અને એની અંદર કેટલીક વિશેષ વાતો પણ છે. સૈયિદિના અબુ હુરયરહ(રદિ.)નો હવાલો ધરાવતી અને બયહકી તથા તબરાનીએ તેમજ અન્ય વિદ્વનોએ નોંધેલી એ હદીસનો આવશ્યક અંશ અહીં ઊતારવામાં આવે છે.

હદીસ પ્રમાણે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયુંઃ "(એ દિવસે તમે)ઉઘાડપગા, નવસ્ત્રા, ગમગીન હશો. સુન્ન્ત પણ કરાયેલી નહીં હોય. પછી તમે એક સ્થળે સિત્તેર વર્ષ(અન્ય હદીસમાં ચાળીસ વર્ષ કહયું છે.)ઊભા રહેશો. તે (અલ્લાહ) તમારી તરફ જોશે નહીં અને તમારો ફૈસલો કરશે નહિં. તમે રડશો ત્યાં સુધી કે આંસુ ખુટી જશે અને લોહી વહેવા લાગશે અને પરસેવો તમારા મોઢા યા ગાલ સુધી આવી જશે. તમે કાકલુદી કરશો કેઃ 'આપણા માલિક આગળ આપણા વિશે કોણ સિફારસ કરશે કે તે આપણો ફેસલો કરે.'–તેઓ કહેશે : 'એ કામ માટે તમારા પિતા આદમ સિવાઈ કોણ લાયક હોઈ શકે? અલ્લાહે પોતાના હાથે તેમનુ સર્જન કર્યું હતું અને તેમની અંદર પોતાની રૂહ ફુંકી હતી.અને તેમની સાથે વાતો કરી હતી.'

''–તેઓ આદમ પાસે આવશે અને તે કામ માટે અરજ ગુજારશે. પણ તેઓ ઈન્કાર કરતા કહેશેઃ 'હું એ કામ માટે નથી.' ત્યાર પછી તેઓ એક પછી એક એમ બધા પયગમ્બરો પાસે જશે અને દરેક લાચારી દર્શાવશે. અને છેવટે તેઓ મારી પાસે આવશે.––હું અલ–ફશ સુધી જઈશ અને સજદામાં શિર ઝૂકાવી દઈશ."

અબૂ હુરયરહ (રદિ.)એ પૂછયું,"અલ–ફશ શું છે?"– આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું: 'એ અર્શે આઝમના પાયા આગળની એક જગ્યા છે.–અલ્લાહ એક ફિરિશ્તાને મારી પાસે મોકલશે, જે મને ખભ્ભો પકડી ઊભો કરશે. અને (અલ્લાહ)કહેશે, 'ઓ મુહમ્મદ!' –– હું કહીશ: 'જી, હાજર છું,મારા માલિક !'–– તે કહેશે: 'શી વાત છે?'––જો કે તે જાણતો જ હશે, હું કહીશ: 'ઓ મારા માલિક ! તે મને સિફારસનો વાયદો કર્યો હતો. માટે તારી મખલુક માટે મારી સિફારસ કબુલ કર, અને તેમના કેસોનો ફૈસલો કર.' ––અને તે કહેશે. 'તમારી સિફારસનો હું સ્વીકાર કરૂં છું. હું તમારી પાસે આવીશ અને તમારા કેસોનો નિકાલ કરીશ.'

–હદીસમાં દર્શાવ્યું છે કે ત્યાર પછી આકાશમાંથી મખલૂક ઊતરશે. તેમના નુરથી ધરતી ચકચકીત થશે. લોકો તેમને પૂછશે, "શું તમારી વચચે અમારો રબ છે?" –જવાબ મળશે કે નથી. તે આવનાર છે. ત્યારપછી અન્ય આકાશવાસીઓ ઊતરશે. અને ગૌરવશાળી અલ્લાહની પધરામણી થશે, વાદળો અને ફિરિશ્તાઓની છાયામાં. એ દિવસે તેનું અર્શ આઠ ફિરિશ્તાએ ઉપાડયું હશે. તેમના પગ ધરતીના ગહનતમ ભાગ સુધી પહોંચતા હશે. ધરતી અને આકાશ તેમની ગોદમાં હશે અને અર્શ તેમના ખભા ઉપર. તેઓ અલ્લાહની આ પ્રશસ્તિ ગાશે:

'ગૌરવશાળી છે શકિત અને સત્તાનો માલિક. ગૌરવશાળી છે સર્વભૌમત્વ અને બાદશાહતનો માલીક. ગૌરવશાળી છે હરહંમેશ જીવંત રહેનાર અને જે કદી મરનાર નથી. ગૌરવશાળી છે તે જે મખલુકોનુ મરણ નીપજાવે છે પણ તે કયારેય મૂત્યું પામશે નહિં.'

અલ્લાહ ઈચ્છશે ત્યાં તેની ધરતી ઉપર પોતાનું આસન ગોઠવશે. અને ત્યાર પછી પોતાના અવાજમાં કહેશેઃ 'ઓ જિન્ન અને મનુષ્યના સમુદાય ! નિઃશંક તમારૂં સર્જન કર્યું ત્યારથી આજ દિન સુધી હું તમારા વિશે ખામોશ રહયો હતો. તમારા ઉચ્ચારણો સાંભળયા અને તમારા કાર્યો જોયા. તો હવે મારા તરફ ધ્યાન આપો.આ છે તમારા કર્મોનો હિસાબ–કિતાબ, જે તમને વાંચી સંભળાવવામાં આવશે. તો જેનો હિસાબ સારો તેણે અલ્લાહની પ્રશંસા કરવી જોઈએ અને જેનો હિસાબ અન્ય પ્રકારનો હોઈ તેણે અન્ય કોઈને નહિં, પોતાની જાતને દોષ દેવો જોઈએ."––

મતલબ કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ની સિફારસ પછી અલ્લાહ તઆલા મહશરમાં પધારશે,હિસાબ'કિતાબની કાર્યવાહી હાથ ધરાશે અને પરેશાન લોકોને શાંતિ થશે.

**ગંભીર ગુના કરનારાઃ–**

અને છેલ્લે આ જાણી લઈએ કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના અંતરમાં પોતાની ઉમ્મત માટે લાગણી કેટલી હતી અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ની સિફારસ કોના માટે હશે.–– અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર(રદિ.)વર્ણવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "મને સિફારસ અને મારી અડધી ઉમ્મતને જન્નતમાં દાખલ કરવાની ખાતરી વચ્ચે પસંદગી કરવા કહેવામાં આવ્યું હતું. મેં સિફારસને પસંદ કરી હતી. કેમકે એ વિશેષ સામાન્ય અને લાભકારક છે.–શું તમો સૌને સદાચારી જુઓ છો? નહીં, બલ્કે તમે ગુનેગારો અને પાપીઓને જોશો."(ઈબ્ને માજા)

સાચું છે. આજે માનવ સમાજમાં સદ ચારિયવાન, સદાચારી ઓછા અને દુરાચારી ચારિયહીનોનાં ટોળા દષ્ટિગોચર થાય છે. નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને એમની ચિંતા હતી.

ગુના બે પ્રકારના હોય છે, નાના અને મોટા. નાના–સામાન્ય ગુના તો પરમ કૃપાળુ અલ્લાહ તઆલા આમ પણ માફ કરે છે. પણ ગંભીર ગુનાનું શું? આ પ્રશ્નનો ઉત્તર આ ટચુકડી હદીસમાંથી મળે છે. સૈયિદિના અનસ ઈબ્ને માલિક (રદિ.) વર્ણવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "મારી સિફારસ ઉમ્મતના તે લોકો માટે હશે, જેમણે ગંભીર ગુના કર્યા હશે." (મુસનદ અહમદ, અબૂ–દાવૂદ, તિરમીઝી)

તાત્પર્ય આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સિફારસથી, મહશરમાં ચાલીસ વર્ષ સુધી પરેશાની ભોગવનારી સમગ્ર મખલૂકનો છૂટકારો થશે તેમ જ દુરાચારી, પાપી ઉમ્મતીઓનોય બેડો પાર થઈ જશે. પરંતુ એનો અર્થ આ નથી કે સદકર્મ કરો કે ન કરો, નેકી કરો કે ન કરો અને દુરાચાથી, ગુનાઓથી બચો કે ન બચો કંઈ ફરક પડતો નથી. ઘણો ફરક પડે છે. અતિ મોટો ફરક પડે છે. કાંટા વાવીને ફૂલોની આશા રાખી શકાય નહીં. કાંટા વાવશો તો જવાબમાં કાંટા જ મળશે. ફૂલોની ઈચ્છા હોય તો ફૂલછોડ રોપવા પડે. કુરઆને કરીમના શબ્દોમાં કહીએ તો, 'અને તમે જે કર્યું હશે એવો જ બદલો તમને મળશે.' (૩૬ : ૫૪)

મતલબ કે જેવાં સદકર્મ તેવો સારો આનંદ દાયક બદલો, એ રીતે જેવા અપકર્મ બુરા અમલ, તેવી શિક્ષા. માટે અલ્લાહ અને તેના

રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર ભરોસો રાખી શિક્ષાથી બચવાનો માર્ગ લેવામાં આવે એ જ ઈચ્છનીય છે.

સંદર્ભ ગ્રંથો :–

(૧)બિફોર એન્ડ આફટર ધ લાસ્ટ અવર : ઈબ્ને કસીર, અદ–દમિશ્કી (ટ્રાન્સલેશન : રફીક અબ્દુર્રહમાન) (૨) અહાદીસે કુદસિય્યા (અનુવાદ–સંકલન : અબૂ મસઉદ નદવી), (૩) ધ હોલી કુરઆન (ટ્રાન્સલેશન : માર્માડયૂક પિકથોલ.)

# —:(૭) અલ્લાહની દયા :—

અલ્લાહ તઆલા અત્યંત ઉદાર છે, દયાળુ છે, કૃપાળુ છે. તેની દયાની કોઈ હદ નથી. કોઈ મિસાલ નથી. તે પોતાનાં સર્જનોને પુષ્કળ ચાહે છે. તેમને દુ:ખોમાં, આપત્તિમાં રીબાતા જોવાનું તે પસંદ કરતો નથી. હંમેશ ખુશહાલ જોવા ઈચ્છે છે. આ કારણ છે કે કોઈ ઈચ્છે યા ન ઈચ્છે તેની કૃપા, તેની દયા તેનાં સર્જનોના પરખે રહે છે. કલામે પાકના શબ્દોમાં કહીએ તો :

' મારા બંદાઓ વચ્ચે જાહેર કરો કે હું ખરેખર ક્ષમાવાન છું, કૃપાવાન છું. ' (અલ–હિજર –૧૫ : ૪૯)

' અને તમે જયાં પણ હશો, તે તમારી સાથે છે.' (અલ–હદીદ–૫૭ :૪)

હંમેશા પોતાનાં સર્જનોના પડખે રહેનારો, મહાક્ષમાવાન અલ્લાહ, તેનાં શ્રધ્ધાવાન ગુનેગાર બંદાને આગમાં શેકાતા જોતો રહે એ

શકય નથી. અલબત અલ્લાહના અસ્તિત્વનો ઈન્કાર કરનાર તથા તેના એકત્વને નકારનારાઓની વાત જુદી છે. તેમના વિશે અલ્લાહનો આ ફૈસલો છે : 'અને જે શ્રધ્ધાહીન છે અને અમારી આયતોને નકારે છે તે છે જહન્નમવાસી.' (અલ–માઈદહ–૫ : ૧૦)

મતલબ કે અલ્લાહના અસ્તિત્વનો અલ્લાહના એકત્વનો અને અલ્લાહની આયતોનો ઈન્કાર કરનારા ખરા જહન્નમવાસી છે. આગથી તેમનો છૂટકારો નથી. નિરંતર બળશે.

અબૂ હુરયરહ (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, ''અધમ સિવાય કોઈ (હમેશ માટે) જહન્નમમાં જશે નહીં.'' કોઈકે પૂછયું : ''ઓ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અધમ કોણ છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, '' તે કે જે અલ્લાહનો ફરમાંબરદાર નથી. અને પાપને તજતો નથી.'' (ઈબ્ને માજા, મુસનદ અહમદ)

અલ્લાહના પયગામનો, ફરમાનનો અનાદર કરનારા અધમ પાપીઓ આગમાં સતત બળશે.. પગથી હૃદય સુધી શેકાશે, કોયલો થશે, ફરી મૂળ સ્વરૂપ ધારણ કરશે અને પુનઃ બળશે. ઈબ્ને મુબારક (રહ.) ખાલિદ ઈબ્ને અબૂ ઈમરાનની મંજુરીથી નોંધ્યું છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કહયું, '' જહન્નમી આગમાં જેને નાખવામાં આવશે, તેના હૃદય સુધીના ભાગને, આગ બાળશે. તે પુન : તેનું (અસલ) સ્વરૂપ ધારણ કરશે અને તે (બળણનો ક્રમ) ફરી શરૂ થશે, તેના હૃદયના ભાગ સુધી. આમ હંમેશ થતું રહેશે.'' (અઝ–ઝુહદ, તફસીર કુરતુબી)

**પુછગાછ વિના :–**

આ દશા હશે, ઈમાનહીન અધમ લોકોની. જયારે પુનર્જીવનના દિવસે, ઈમાનવાળા સદાચારીઓની તો વાત જ કંઈક ઔર હશે. તેમને ન અફસોસ હશે, ન ખોફ. વળી તેમની વચ્ચે એવા ભાગ્યશાળીઓ પણ હશે, તે કશીયે પૂછગાછ કે શિક્ષા વિના જન્નતુલ ફિરદૌસમાં પ્રવેશ મેળવશે. અલબત એ ભાગ્યશાળીઓ સિવાયના તે ઈમાનવાળા, જે તેમના જીવન દરમિયાન, ગુનાઓમાં સંડોવાયા હશે તેમણે ગુનાના હિસાબે શિક્ષા ભોગવવી પડશે. અને ત્યાર પછી જન્નતમાં પ્રવેશ મળશે.

અહાદીસમાં દર્શાવાયા પ્રમાણે કશી પૂછગાછ વિના જન્નતુલ ફિરદૌસમાં પ્રવેશ પામનારા ઈમાનવાળા સિત્તેર હજાર હશે. ઈમરાન ઈબ્ને હુસૈન (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું. " મારી ઉમ્મતના સિત્તેર હજાર માણસો કશી પૂછગાછ કે શિક્ષા વિના જન્નતુલ ફિરદૌસમાં પ્રવેશ મેળવશે." કોઈ કે પૂછયું : 'એ કયા લોકો હશે, ઓ અલ્લાહના રસૂલ ?" આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું " એ તે લોકો હશે, જે નામોશીકારક નકલ ખોરી (ઠેકડી–મશ્કરી) કરતા નથી, જંતરમંતર કરતા નથી, પક્ષીઓથી ઈષ્ટ–અનિષ્ટ સૂચક શકૂન (ફાલ) લેતા નથી, બલ્કે પોતાના માલિકમાં વિશ્વાસ ધરાવે છે." (તબરાની)

**અલ્લાહની પકડ :–**

ઉપરોકત હદીસમાંથી બોધ મળે છે કે પોતાના માલિકમાં સુદઢ વિશ્વાસ ધરાવનારા લોકો અન્ય કોઈની, બેઆબરૂ કરનારી ઠેકડી કરતા, નકલ ઉતારતા કે સ્વાંગ ધરતા નથી. તેઓ નજુમીઓ પાસે જતા

કે પક્ષીઓથી ફાલ ખોલાવતા નથી અને જંતરમંતર પણ કરતા કરાવતા નથી. એ સૌ સમાજને નૈતિક અધઃપાત પ્રતિ ખેંચી જનારા અનિષ્ટો છે. અલ્લાહ તઆલા એ અનિષ્ટો અને તેની અંદર રાચનારા ઓ ને પસંદ કરતો નથી. આમ છતા અલ્લાહની દયાનો, ક્ષમાનો પાર નથી. અને તે ગુનેહગારોની તાબડતોડ પકડ કરતો નથી. કલામે પાકના શબ્દોમાં કહીએ તોઃ 'અગર અલ્લાહ, લોકોને તેમનાં કર્મો બદલ પકડવા લાગે તો આ પૃથ્વી પર ના એક પણ જીવને તે છોડે નહીં. પરંતુ એક મુકરર સમય સુધી તે તેમને ઢીલ આપે છે. અને જ્યારે તેમનો સમય આવશે તો(તેમના કર્મોનો બદલો આપશે), અલ્લાહ તેના સર્વ બંદાઓને જોનાર છે.'(ફાતિર—૩૫:૪૫)

અને વિશેષ સ્પષ્ટ શબ્દોમાં ચેતવણી આપતાં આમ પણ કહેવામાં આવ્યું છેઃ'(ઓ લોકો) દેખીતા અને છાના ગુના કરવા તજી દો. નિઃશંક જે લોકો ગુના કરે છે તેમને તેમના દુરાચારની શિક્ષા મળશે.'(અન્આમ—૬:૧૨૧)

અને આ શિક્ષા તથા અલ્લાહની પકડ કેવી હશે એ વિશે કલામે પાકમાં ફરમાને ઈલાહી છેઃ 'એ દિવસે તે (અલ્લાહ) એવી શિક્ષા કરશે, જેવી કોઈ કરી શકતું નથી. અને તેની પકડ એવી હશે, જેવી કોઈ કરી શકતું નથી.' (અલ—હજર— ૮૯:૨૫—૨૬)

**સિફારસ કરાશેઃ—**

અલ્લાહની પકડથી કોઈ બચી શકતું નથી.શ્રદ્ધાહીનો, નાસ્તિકો, અનેકેશ્વરવાદીઓ તથા દંભીઓ—મુનાફીકો તો તેમની પકડમાં છે જ. તેમના માટે છુટકારાની ગુંજાઈશ નથી. એ સિવાય

મોમિનોમાંના તે લોકો, જે તેમના જીવનમાં દુરાચાર કરતા રહયા હશે તેઓ, તેની પકડમાં આવશે. જહન્નમમાં જશે. ગુનાના હિસાબે શિક્ષા ભોગવશે.

પોતાની ઉમ્મતના આ ગુનેગારો જહન્નમની આગમાં બળતા રહે તેને નબી કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પસંદ કરે એ કોઈ રીતે સંભવિત નથી. તેમના છુટકારા માટે નબીયે રહમત સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દરગાહે ઈલાહીમાં સિફારીશ કરશે અને ત્યાંથી ઉત્તર મળશે: 'માગો, ઓ મુહમ્મદ ! તમને આપવામાં આવશે. સિફારસ કરો અને તે સ્વીકારવામાં આવશે.'(મુસતદરક હાકિમ,મુસનદ અહમદ)

અત્રે આ હદીસ પણ ખાસ નોધવા યોગ્ય છે. અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.) વર્ણવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કહયું, "હું આદમની ઔલાદનો વડો છું અને એ કોઈ શેખી નથી. હું પહેલો છું જેના માટે ધરતી(સૌથી પહેલાં)ફાટશે. અને હું પહેલો સિફારસ કરનાર છું અને હું પહેલો છું, જેની સિફારસ (સૌથી પેહલાં)કબૂલ કરાશે. મારા હાથમાં પ્રશંસાની ધજા હશે અને આદમ તથા અન્યો એ ધજા હેઠળ હશે."(તિરમીઝી, ઈબ્ને માજા)

મતલબ કે પુનર્જીવનના દિવસે સિફારસ કરવાનો અધિકાર આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને અપાયો હશે. અને સિફારસના સ્વીકારની ખાતરી પણ. વળી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના હાથમાં પ્રશંસા સુચક ધજા હશે અને એ ધજા તળે હઝરત આદમ(અલૈ.) અને અન્ય સૌ લોક હશે ! અલ્લાહુ અકબર ! કેવી અનન્ય શાન, મારા આકાની !

મળેલા અધિકારની રૂએ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સિફારસ માટે બારગાહે ઈલાહી માં હાજર થશે. શિર સજદામાં ઝુકાવી દેશે. અને ત્યારે ફરમાને ઈલાહી થાશેઃ 'શિર ઉઠાવો અને માંગો, તમારો સવાલ પૂરો કરાશે. બોલો, તમારી વાત સાંભળવામાં આવશે.

સિફારસ તો અન્ય પયગમ્બરો પણ કરશે. ફિરિશ્તા, શહીદો અને અન્યશ્રધ્ધાવાનો પણ કરશે. અબૂ–બકર (રદિ.) વર્ણવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું, "પુનર્જીવનના દિવસે સિરાતના અડખે પડખે, જયાં લોકોને અટકાવી દેવાશે ત્યાં આગના કારણે જમીન ગરમ હશે. અલ્લાહ જલ્લ–શાનહુ ઈચ્છશે તેને પોતાની દયાથી બચાવશે. ત્યાર પછી સિફારસ માટે ફિરિશ્તાઓને, પયગમ્બરોને અને શહીદોને પરવાનગી અપાશે. તેઓ સિફારસ કરશે અને (જહન્નમ માંથી લોકોને) બહાર કાઢશે; સિફારસ કરશે અને બહાર કાઢશે."(ઈબ્ને કસીર)

સિફારસ અન્ય શ્રધ્ધાવાનો પણ, જહન્નમમાં રહી ગયેલા તેમના ભાઈઓ વિશે કરશે. દુનિયામા વઝુ માટે કે પીવા માટે પાણી આપનાર, રોટલો ખવડાવનાર યા કોઈએ કોઈક કામ કરી આપ્યું હોય તેના માટે પણ સિફારસ કરાશે. પોતાના કુટુંબ, કબીલા કે મિત્રો માટે પણ સિફારસ થશે અને તે માન્ય રખાશે. રોઝા પણ સિફારસ કરશે, કુરઆને કરીમ પણ સિફારસ કરશે. (તિરમીઝી, મુસનદ અહમદ, બઝઝાર, ઈબ્ને માજા. હદીષનો સાંરાશ)

**મારી ઉમ્મત :–**

રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને પોતાની ઉમ્મતની

ભલાઈની સૌથી વિશેષ ચિંતા હતી. તેની આ દુનિયા અને આખીરત બંન્ને સંવરે એમ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઈચ્છતા હતા. પુનર્જીવનના દિવસે પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ જ ચિંતા માં હશે. અને બારગાહે ઈલાહીમાં અરજ કરશે,"ઓ માલીક ! મારી ઉમ્મતના જે લોકો જહન્નમમાં છે તેમના વિશે મારી સિફારસ કબુલ કર."

અને ગોરવશાળી અલ્લાહ કહેશે,"જેમને તમે જાણો છો તેમને બહાર કાઢી લો."– અને ત્યાર પછી જેના અંતરમાં દીનાર જેટલું અને પછી રાયના દાણા જેટલું ઈમાન હોઈ તેને બહાર કાઢી લેવા કહેવાશે. આ એવી ઉદારતા હશે કે ઈબ્લીસના મનમાં પણ, એ સિફારસથી લાભ થાય એવી આશા જાગશે.

હદીસ અનુસાર હવે અલ્લાહ કહેશે, "હવે ફકત હું રહી ગયો છું. અને દયા કરનારા ઓમાં સૌથી વિશેષ દયાળુ હું છું.'– તે પોતાનો હાથ જહન્નમમાં નાખશે અને એટલા લોકોને બહાર કાઢશે, જેની સંખ્યા ફકત તે જાણે છે. એ લોકો ઝીણા દાણા જેવા હશે. અલ્લાહ તેમને જીવનસરિતામાં નાખશે. વરસાદમાં વિકસતા દાણાંની માફક તેમનો વિકાસ થશે. તેઓ મોતી જેવા હશે અને તેમની ડોક ઉપર લખ્યું હશેઃ 'આ તે છે જેમને દયાળુને ગૌરવશાળી અલ્લાહે જહન્નમમાંથી મુકત કર્યા છે.'

–અને જન્નતવાસીઓ તેમને આ રીતે ઓળખશે કે આ તે લોકો છે, જેમણે અલ્લાહની ખુશી ખાતર દુનિયામાં કંઈ કર્યું ન હતું છતાં તેઓ જન્નતમાં રહેશે." (બયહકી–બઅસ વન–નુશુર, તબરાની–મુતુ–લતમાં, તબરી તફસીરમાં)

અન્ય એક હદીસ પ્રમાણે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, 'ત્યાર પછી અલ્લાહ કહેશે':
'હવે હું મારા જ્ઞાન અને દયાના આધારે (લોકોને)બહાર કાઢીશ.' તે બહાર કઢાયા હશે તેનાથી અનેક દાણાને બહાર કાઢશે. અને તેમાં વધારો કરશે. તેમની ડોક પર લખાયેલું હશેઃ' અલ્લાહ તરફથી મુકત કરાયેલાં. ત્યાર પછી તેઓ જન્નતમાં પ્રવેશ કરશે. ત્યાં તેમને 'જહન્નમિયુન' કહેવામાં આવશે.''(મુસનદ અહમદ,– હદીસનો અંશ)

**મહત્વનો કલિમોઃ–**

'લા–ઈલાહા ઈલ્લલ્લાહ'–(અલ્લાહ સિવાય કોઈ અલ્લાહ નથી)– આ એક એવો કલિમો છે, જે અલ્લાહની દષ્ટિમાં અત્યંત મહત્વનો અને મૂલ્યવાન છે. એના વિનાના સૌ સદાચાર, નીતિનિયમ, અખ્લાક, ઈબાદત નકામાં. જયાં આ કલિમો છે ત્યાં સર્વ કંઈ છે અને એ નથી તો કંઈ નથી.

અબ્દુલ્લાહ ઈબ્ને હરીસ(રદિ.)નો હવાલો ધરાવતી, ઈબ્ને કસીરે નોંધેલી એક હદીસ પ્રમાણે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કહયું,''તે(અલ્લાહ) કહેશેઃજાવ, અને તેમને (જહન્નમમાંથી) બહાર કાઢો જેમણે' લા–ઈલાહા ઈલ્લલલાહ' કહયું હોઈ'– (હદીસનો અંશ)

કલિમાની જેમ યાદ અને ડરનું પણ ઘણું મહત્વ છે. જહન્નમમાંથી ઉગારી શકે છે. સૈયિદિના અનસ (રદિ.)એ મરફુઅ સ્વરૂપે વર્ણવ્યું છે કે :''અલ્લાહ કહેશે, જહન્નમમાંથી તેમને બહાર કાઢો, જેમણે કોઈ પણ દિવસે મને યાદ કર્યો હોય યા કોઈ પણ સ્થળે મારો ડર અનુભવ્યો હોય.''(તિરમીઝી)

અલ્લાહુ અકબર ! કેવી અપ્રતિમ દયા !કેવી શ્રેષ્ઠ ઉદારતા !

**લાત–મનાતિયાનો ટોણો :–**

ગમે એમ, પણ તે ઈમાનવાળા, જે ગુના કરે છે તેમણે એમ માની લેવું જોઈએ નહીં કે ઈમાનવાળા હોવાથી તેઓ કશી પૂછગાછ કે શિક્ષા વિના સીધેસીધા જન્નતમાં ચાલ્યા જશે. ના, તેમને તેમના દુરાચારનો બૂરો બદલો મળશે. અને તે ભોગવ્યા પછી તેઓ જન્નતમાં જશે. જન્નત છે, પણ ગુનાની શિક્ષા પછી.'લા ઈલાહા ઈલ્લલ્લાહ' ને વળગી રહેનારા દુરાચારીઓની પણ એ જ દશા હશે.

અનસ (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કહયું," લા– ઈલાહા ઈલ્લલ્લાહ' ને વળગી રહેનારા કેટલાક તેમના ગુનાના કારણે જહન્નમમાં જશે. આથી લાત–મનાતના પૂજકો તેમને કહેશેઃ' લા' ઈલાહા ઈલ્લલ્લાહ' વિશેની તમારી માન્યતા તમને જરાયે સહાયભુત થઈ નહીં અને તમે અમારી સાથે જહન્નમમાં છો.'– આથી અલ્લાહ તેમના પર ક્રોધ કરશે. અને તે લોકોને જહન્નમમાંથી બહાર કાઢી લેશે. જીવનસરિતામાં ઝબકોળવામાં આવશે અને તેઓ એવા થઈ જશે જાણે ગ્રહણમાંથી બહાર આવતો ચંદ્રમા. તેમને જન્નતમાં દાખલ કરવામાં આવશે, જયાં તેઓ 'જહન્નમિયુન' તરીકે ઓળખાશે."(તબરાની અવસાતમાં, મજમાં અઝ–ઝવાઈદ, દુર્ર અલ મન્સુર)

**માં થી વિશેષ દયાળુ :–**

આપણે ઉપર જોયું એમ અલ્લાહની દયાની ઉદારતાની કોઈ સિમા નથી. જેમના અંતરમાં રાઈના દાણા જેટલુંયે ઈમાન હશે યા જેમણે દુન્યવી જીવન દરમિયાન માત્ર 'લા–ઈલાહા–ઈલ્લલ્લાહ' કહયું

હશે. ઉચ્ચાર્યું હશે તેને પણ તે માફ કરશે અને જહન્નમમાંથી કાઢશે. આવી દયામાયા તો માતા પિતાના અંતરમાં પણ શોધેલી જડે નહી.

આ સંદર્ભે બુખારી તથા મુસ્લિમની એક હદીસ ખાસ મનન કરવા યોગ્ય છે. હજરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) વર્ણવે છે કે યુધ્ધ કેદી, રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને દેખાડવામાં આવ્યાં. તેમનામાંની એક સ્ત્રી ઝડપથી આમથી તેમ જઈ રહી હતી. તેના સ્તનમાંથી દુધ ગળી રહયું હતું. સામે આવ્યું તે બાળક તેણે ઉપાડી લીધું અને ધવડાવી લીધું.——રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ અમને પૂછયું,"આ સ્ત્રી તેના બાળકને આગમાં ફેંકી શકે એમ તમે માનો છો?"——અમે કહયુંઃ" નહીં, તે તેને આગમાં ફેંકી શકે નહીં."——અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "આ સ્ત્રી તેના બાળક પ્રત્યે જેટલી દયાળુ છે તેનાથી વિશેષ, અલ્લાહ તેના બંદાઓ પ્રત્યે દયાળુ છે."(બુખારી, મુસ્લિમ)

અલ્લાહની દયાનો પાર નથી, અપરંપાર છે. તે પોતાના બંદા માટે આગમાં બાગ સર્જાવે છે. અને સમંદર ફાડીને રસ્તો કરી આપે છે. આ તે ખાલીક અને માલીક છે જે નેકી અને સદાચાર માટે આગ્રહ સેવે છે. અને દુરાચારને પસંદ કરતો નથી. પણ આમ છતા પૂનર્જીવનના દિવસે ગુનાના પહાડ લઈને આવનારને પણ તે હતાશ નહીં કરે. ઈબ્ને કસીરના નોંધ્યા પ્રમાણે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કહયું,"પુનર્જીવનના દિવસે મુસ્લિમો(અગર)પહાડો જેવા ગુના લઈને આવશે (તો પણ) અલ્લાહ તેમને માફ કરી દેશે.(મુસ્લિમ, હદીસનો અંશ)

**છેલ્લો માણસ :–**

જન્નતમાં જવાની ઈચ્છા કોને નહીં હોય ! જન્નત છે જ એવી એક અદભુત જહાન, જયાં જવાને હર કોઈ તલપાપડ હોઈ છે. જેને ત્યાં પ્રવેશવાની તક મળે તે ખુશનસીબ. અને ઈમાનહીનો, મુશરિકો, દંભી–દગાબાજોથી વિશેષ કમનસીબ બીજુ કોઈ નથી. તેઓ આગનુ ઈંધણ છે. ઈમાનવાળા ગુનેહગારો પણ જહન્નમમાં જશે. ગુનાના હિસાબે બળશે. અને જહન્નમમાં બળયા પછી જન્નતમાં જશે. આમ બળી જલીને જન્નતમાં જનારા છેલ્લા માણસની દાસ્તાન કંઈ એવી છે કે તેની અંદર માનવ પ્રકૃતિ અને ખાસિયતનો આબાદ ચિતાર ઝીલાયેલો જોવા મળે છે. જહન્નમની ભીષણ આગ પણ તેની પ્રકૃતીમાં કશો ફેરફરક કરી શકતી નથી. ચાલો, એ છેલ્લા આદમીની દાસ્તાન જોઈએ, જે હદીસે નબવી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ માં વર્ણવવામાં આવી છે.

સૈયિદિના અબૂ હુરયરહ(રદિ.) વર્ણવેલી એક પ્રલંબ હદીસના એક અંશ પ્રમાણે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "ત્યાર પછી અલ્લાહ ઈન્સાફની કારવાઈ પુરી કરશે અને ત્યાં એક આદમી રહેશે. જેનો ચેહરો જહન્નમ તરફ કરાયેલો હશે. જહન્નમમાંથી જન્નતમાં જનારો તે છેલ્લો માણસ હશે. તે કહેશે, "ઓ માલિક ! મારા ચેહરાને જહન્નમથી છેટો કરી દે. એની ઝાળ મને ઈજા કરે છે. અને એની તપીશ મને દઝાડે છે."

અલ્લાહ કહેશે, "અગર હું એમ કરી દઉ તો તું વિશેષ કંઈ માંગશે નહિં ને?."

તે કહેશે,"નહીં,હું બીજું કંઈ નહીં માંગું"–તે તેના માલીકને ઘણા વચન અને ખાતરી આપશે.આથી અલ્લાહ તેનો ચેહરો જહન્નમથી

(બીજી તરફ) ફેરવી દેશે. –અને તે જન્નતને જાશે તો અલ્લાહ ઈચ્છશે ત્યાં સુધી ચુપ રહેશે. અને ત્યાર પછી કહેશે,"ઓ માલીક ! મને જન્નતના દરવાજા સુધી લઈ જા."

અલ્લાહ તેને યાદ અપાવશે, "શું તે વચન નહોતું આપ્યું કે તું બીજું કંઈ માગશે નહી !"–તે કહેશ,"તારા સામર્થ્યના સોગંદ, હું બીજું કંઈ નહીં માંગું. "તે અલ્લાહને વચન અને ખાતરી આપશે. કે તે બીજું કંઈ માગશે નહીં. આથી અલ્લાહ તેને જન્નતના દરવાજા નજીક લઈ જશે. અહીંથી તે જન્નતમાં શું છે તે જોશે. અને અલ્લાહ ઈચ્છે ત્યાં સુધી ચુપ રહેશે. અને ત્યાર પછી કહેશે,"મારા માલિક મને જન્નતમાં દાખલ કર."

અલ્લાહ કહેશે, "તેં શું બીજું કંઈ નહીં માંગવાનુ વચન નહોતું આપ્યું ! "અફસોસ છે તારા પર, ઓ આદમના બેટા ! તું કેવો દગાબાઝ છે !"

તે કહેશે, "ઓ માલીક ! તારી મખલુકમાં સૌથી કમનસીબ હું થઈ જાઉ એમ તો ના કર ! "અને અલ્લાહ સમક્ષ ત્યાં સુધી આજીજી કરતો રહેશે કે તે હસી પડશે. અને હસતા હસતા તે જન્નતમાં પ્રવેશવાની પરવાનગી આપશે. અને અંદર દાખલ થશે ત્યારે તેને કહેવામાં આવશે, "બોલ તારી ઈચ્છા શી છે?" તે ઈચ્છા દર્શાવશે અને તેને ફરી એમ કરવા કહેવાશે. તે ફરી ઈચ્છા દર્શાવશે અને ત્યાં સુધી કે કોઈ ઈચ્છા રહેશે નહીં ! તેને કહેવામાં આવશે, "એ તારા માટે છે અને એના જેવું ઘણું!" (બુખારી,મુસ્લિમ, અબુ–દાઉદ,મુસનદ અહમદ–હદીસ સંક્ષેપ)

હઝરત અબુ હુરયરહ (રદિ.)ના વર્ણન અનુસાર એ આદમી જહન્નમમાંથી મુકત થઈ જન્નતમાં જનારો છેલ્લો માણસ હશે. અને

નિ:શંક તે શ્રધ્ધાવાનો માટે નો હશે. બાકી શ્રધ્ધાહીનો, મુશરિકો, દંભીઓ વિશે તો અલ્લાહનો ફૈસલો છે:

'અને જેઓ, અલ્લાહ અને તેના પયગમ્બરની નાફરમાની કરે છે તેમના માટે જહન્નમની આગ છે, જેમાં તેઓ હંમેશા રહેશે.' (૭૨:૨૩)

'અને તેમને તેમાંથી(જહન્નમમાંથી) બહાર કાઢવામાં આવશે નહીં.'(૪૫:૩૫)

મતલબ કે પરમકૃપાળુ અલ્લાહની દયા વિશે એક શરત છે અલ્લાહ અને તેના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ફરમાબરદારી, જયાં એ છે ત્યાં અલ્લાહની દયાનો ઉછળતો દરિયો છે. પણ જયાં એ નથી ત્યાં અલ્લાહનો ગઝબ છે, કહેર છે, અઝાબ છે. દયા નહીં.

**સંદર્ભ ગ્રંથો :–**

બિફોર એન્ડ આફ્ટર ધ લાસ્ટ અવર: ઈબ્ને કસીર અદ–દમિશ્કી (ટ્રાન્સલેશન:રફીક અબ્દુર્રહમાન.(૨) ધ હોલી કુરઆન (ટ્રન્સલેશન: માર્માડયુક પિકથોલ.)

# —: જહન્નમની જઝા :—

જહન્નમ એટલે ભયાનક ભઠ્ઠી. ગુનેગારો, મુશરિકો, દંભીઓની શિક્ષા માટેનું એક સ્થળ. એક કેન્દ્ર. એને આખેરતનું કેદખાનું, કારાગાર પણ કહી શકાય.

જહન્નમને ફારસીમાં દોઝખ કહે છે. આ જહન્નમમાં, દોઝખમાં આગ હોઈ છે. અને આગને અરબીમાં નાર કહે છે. નાર પરથી ઉપજાવાયેલ શબ્દ નારે–સકર, તથા નારે સઅીર નો અર્થ જહન્નમ થાય છે. અને નારે–ખલીલ એટલે કે આગ. જેમા મુશરિકોએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને ફેંકી દીધા હતા અને તે અલ્લાહના હુકમ થી ગુલઝાર બની ગઈ હતી.

આ વિશ્વમાં આગ હાનિકારક હોવા છતા માનવજીવન માટે અત્યંત ઉપયોગી અને અનિવાર્ય એવી એક વસ્તુ ગણાય છે. આ આગ અને જહન્નમની આગ એક સરખી નથી. મોટો ફરક છે. કેવો અને કેવડો ફરક એ જાણવા માટે આપણે હદીસો જોવી જોઈશે.

**દરિયે ડૂબાડેલી આગ :–**

હઝરત અબૂ–હુરયરહ (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલે સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "તમે જે આગ બાળો છો તે જહન્નમની આગના સિત્તેર ભાગ માં નો એક ભાગ છે."(બુખારી. હદીસનો અંશ)

એટલે કે જહન્નમની આગની જલન સામે વિશ્વની આગની જલન કે તપિશની કોઈ હેસિયત નથી.––એક અન્ય હદીસમા એમ પણ કહેવાયું છે કે, "તમારી આગને દરિયામાં બે વાર ડુબાડવામાં આવી હતી. અગર એમ ન કરાયું હોત તો તે દુનિયામાં લાભદાયક થાત નહીં."(મુસનદ અહમદ)

**ભેંકાર આગ :–**

જહન્નમની આગ કેવી ભેંકાર, ભયાનક હશે તેની મિસાલ આપી શકાય એવી કોઈ વસ્તુ વિશ્વમાં નથી. અલબત એની ભયાનકતાનો અંદાજો આ હદીસ પરથી આવી શકે છે. ઈબ્ને મુબારકે મુહમ્મદ ઈબ્ને અલ–મુન્કદીરના હવાલા થી નોંધ્યું છે :– 'જહન્નમનુ સર્જન કરાયું ત્યારે ફિરિશ્તાઓ ચિંતિત થયા હતા. અને તેમના હૃદય ધ્રુજી ગયા હતા. પણ જયારે આદમ (અલૈ)નું સર્જન કરાયું તો તેમને રાહત થઈ હતી અને ભય ઓગળી ગયો હતો'(અઝ ઝુહદ)

અનસ ઈબ્ને માલિક (રદિ.)વર્ણવે છે કે અલ્લાહના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ જિબ્રિલ (અલૈ.) ને કહયું, "મિકાઈલ, મને કેમ બિલકુલ હસતા જોવામાં આવતા નથી?"–– તેમણે કહયું, "જહન્નમનું સર્જન કરાયું છે ત્યારથી તેઓ કયારેય હસ્યા નથી." (મુસનદ અહમદ)

આ આગ અતિશય ઉગ્ર હશે. નિરંતર બળશે અને કયારેય ટાઢી થશે નહીં. હઝરત સલમાન(રદિ.)નો હવાલો ધરાવતી એક હદીસ પ્રમાણે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "(જહન્નમની) આગનો તપારો કયારેય હળવો થશે નહીં અને તેની જવાળા કયારેય શમશે નહી."(બયહકી. હદીસનો અંશ)

**કાળી આગ :–**

આગ અને તે રાતી નહીં કાળી ! વાત અચંબાજનક લાગે છે. ઉપજાવી કાઢેલો તુકકો લાગે છે. પણ નહીં, એ એક હકીકત છે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વર્ણવેલી હકીકત. એમા શંકાને

સ્થાન હોય જ નહીં. હઝરત અબૂ હુરયરહ (રદિ.) વર્ણવ્યું છે કે રસુલુલ્લાહે સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "આગને એક હજાર વર્ષ– તે રાતી થઈ ગઈ ત્યાં સુધી બળવા દેવામાં આવી હતી. ત્યાર પછી બીજા એક હજાર વર્ષ–તે સફેદ થઈ ગઈ ત્યાં સુધીનુ બળણ. અને ત્યાર પછી બીજા એક હજાર વર્ષ બળવા દેવામાં આવી–ત્યાં સુધી કે તે કાળી થઈ ગઈ. તે (આગ) ઘેરી કાળી છે." (તિરમીઝી, ઈબ્ને માજા)

જહન્નમની આ કાળી આગ વિશે માહિતી આપવા આવેલા જિબ્રઈલ (અલૈ.)એ અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને કહયું, " તેના કસમ, જેણે આપને સત્ય સાથે મોકલ્યા છે. અલ્લાહે તેની કિતાબમાં જેનું વર્ણન કયું છે તે જહન્નમની સાંકળની એક કડી વિશ્વના કોઈક પહાડ ઉપર મુકી દેવામાં આવે તો તે ચોકકસ તેને ઓગાળી નાખે."(તરઘીબ વ તરબીહ, દુર્ર–અલ મન્સુર, કન્ઝુલ ઉમ્માલ. હદીસનો અંશ)

**જહન્નમના દરવાજા :–**

ઈબ્ને જુરાયીએ, અલ્લાહના આ શબ્દો 'લહા સબ્અત અબવાબા' ( એના સાત દરવાજા)વિશે કહયું: "એમાનો પેહલો દરવાજો જહન્નમ છે. અને ત્યાર પછી લઝઝા, હુતમા, સઈર, સકર, જહીમ અને હાવિયા છે."(બયહકી, દુર્ર અલ–મન્સુર,કન્ઝુલ–ઉમ્માલ)

અહીં ચોકિયાતો પણ હશે. આ બાબતે કલામે પાક માં દર્શાવાયું છે કે :'એના પર ઓગણીસ (ફિરિશ્તા) છે. અને અમે આગના વોર્ડન તરીકે માત્ર ફિરિશ્તા નિયુકત કર્યા છે.' (૭૪:૩૦–૩૧)

'મોમિનો, તમારી જાતને અને તમારા પરિવારને (જહન્નમની) આગથી બચાવો કે જેનું ઈંધણ આદમી અને પથ્થર છે. અને જેના પર ફિરિશ્તા નિયુકત કરાયા છે. –કરડા, બળવાન, જે અલ્લાહ હુકમ કરે છે તે અવજ્ઞા કરતા નથી. પણ તે કરે છે તેમને જેનો તેમને હુકમ કરાય છે.' (૬૬:૬)

**કલામે પાકમાં :–**

આ ભીષણ, ભયાનક જહન્નમમાં, શ્રધ્ધાહીનો, મુશરીકો, દંભીઓ તો નિઃશંક જવાના છે. અને એમાથી તેમનો છુટકારો થવાનો કોઈ સંભવ નથી. એ સિવાય તે શ્રધ્ધાવાનો પણ જશે. જે ગુના કરે છે. કરતા રહે છે. અને નેકી–બદી વચ્ચે કશો ફરક જોતા નથી. તેમણે તેમના ગુનાની શિક્ષા ભોગવવી પડશે. અને ત્યાર પછી જન્નતમાં જવાની તક મળશે.

જહન્નમમાં, ત્યાંના વાસીઓ સાથે કેવી વહેવાર કરાશે અને ત્યાં તેમને કેવા કેવા કષ્ટોનો સામનો કરવો પડશે તેનુ વર્ણન કુરઆને કરીમમાં વિગતે કરાયેલું છે. કુરઆને કરીમની વિવિધ સુરતોમાં કરાયેલા એ વર્ણનો માહેનું કેટલુંક અત્રે આપણે જોઈશું.:

પુનર્જીવન પછી હશ્રના મેદાનમાં લોકોનુ ત્રણ ભાગમાં વર્ગીકરણ કરાશેઃ ઈમાનમાં પ્રથમ ક્રમે રહેનારા, જમણી તરફના અને ડાબી તરફના.––ડાબા હાથ પરના જુથમાં ગુનેગારો, નાફરમાનો, ઉધ્ધતો, અભિમાનીઓ હશે. તેમની દશા વિશે સુરહ અલ–વાકીઆમાં ફરમાને ઈલાહી છેઃ

O 'તે આગના ઉગ્ર સુસવાટા અને ઉકળતા પાણી મધ્યે અને કાળા ધુમ્રની છાયામાં હશે, જે ન ઠંડી છે, ન આહલાદક.' (૫૬:૪૨–૪૪)

" પછી ઓ નકારનારા ગુમરાહો, (તને) ઝક્કુમનું ઝાડ ખાશો અને તેનાથી ઉદર ભરશો. અને તેના ઉપર ઊકળતું પાણી પીશો, પ્યાસા ધાંધણી મચાવતા ઊંટો માફક." (૫૬ : ૫૧–૫૫)

☆ 'નિઃશંક, જહન્નમ લાગ જોઈને બેઠી છે. એ મંઝિલ છે હદભંજકોની. તેઓ તેની અંદર યુગો સુધી રહેશે. ત્યાં તેમને ઠંડક યા કોઈ પીણાની લિજ્જત માણવા નહીં મળે, સિવાય કે ઉકળતું પ્રવાહી. અને કાળું–ઘેરૂં અતિશય ટાઢું (પક્ષાઘાતક) પ્રવાહી.' (૭૮ : ૨૧–૨૫)

☆ ' એ દિવસે અઝાબ, તેમને (ઈમાનહીનોને) આવરી લેશે, તેમના ઉપરથી અને તેમના નીચેથી. અને તે (અલ્લાહ) કહેશે : ' ચાખો તમારા કર્મના ફળ.' (૨૯ :૫૫)

☆ ' (ફરમાન છૂટશે) એને પકડી લો અને સાંકળોમાં જકડી દો. પછી એને જહન્નમની આગમાં બાળો. વળી એને કૂચ કરાવો ઝંજીરોથી જકડેલી સ્થિતિમાં, જે સિત્તેર ગજ લાંબી છે. આ તે છે જે માનતો ન હતો. અલ્લાહ જલ્લ–શાનહુમાં. અને ગરીબોને અન્ન આપવા માટે કોઈને ઉત્તેજન આપતો ન હતો. માટે, આજે અહીં એનો કોઈ મિત્ર નથી. અને કશો ખોરાક નથી, સિવાય કે જખ્મોનું ધોવાણ, જેને ગુનેગારો સિવાય કોઈ ખાતું નથી.' (૬૯ : ૩૦–૩૭)

☆ ' તે દિવસે ઘણા ચહેરા ભોંઠા પડેલા હશે, (સખત) પરિશ્રમ કરીને થાકયા પાકયા. ભભૂકતી આગમાં દાખલ થશે, જયાં તેમને પીવા માટે અપાશે એક ઉકળતા ઝરણનું પાણી. ત્યાં તેમના માટે કોઈ ખોરાક નહીં હોય, સિવાય કે એક કડવો (કાંટાળો) છોડ, જે ન પુષ્ટિ આપી શકે છે કે ન ભૂખ સંતોષી શકે છે.' (૮૮ :૨–૭)

☆ 'અને શ્રધ્ધાહિનોને ટાળાબંધ, જહન્નમ તરફ લઈ જવામાં આવશે. તેઓ જયારે ત્યાં પહોંચશે, દરવાજા ખોલી દેવામાં આવશે. અને તેના દરોગા કહેશે : શું તમારી પાસે, તમારામાંથી પેગમ્બરો નહોતા આવ્યા ? તમને તમારા રબની આયતો સંભળાવનારા અને આ દિવસની ચેતવણી આપનારા? તેઓ કહેશે, 'હા, કેમ નહીં ! પણ શ્રધ્ધાહીનો વિરૂધ્ધ અઝાબનો ફેંસલો સાદર થઈ ચૂકયો છે. કહેવામાં આવશે : 'જહન્નમમાં દાખલ થાવ, ત્યાં હંમેશ રહેવા માટે. અભિમાનીઓનો કેટલો ભૂંડો મુકામ છે.'! (૩૯ : ૭૧–૭૨)

☆ 'પાખંડીઓ, દોઝખના સૌથી નીચલા થરમાં હશે. અને તમે તેમનો કોઈ મદદગાર જોશો નહીં.' (૪ :૧૪૫)

☆ ' અમે તેમને (ઈમાનહીનોને)ભેગા કરીશું અને શેતાનોને પણ. પછી અમે તેમને ગોઠણભેર જહન્નમની આસપાસ લાવીશું. પછી બેશક દરેક જૂથમાંથી અમે તેમને ખેંચી કાઢીશું જે કૃપાળુની વિરૂધ્ધ બગાવતમાં બહુ માથાભારે હતા. અમે સારી પેઠે જાણીએ છીએ કે ત્યાં બળવાને વિશેષ લાયક કોણ છે.? (૧૯ :૬૮–૭૦)

☆ (ઈમાનહીનોને કહેવામાં આવશે) ત્યાં ચાલો, જેને તમે નકારતા હતા. ચાલો, ધુમ્રના ત્રણ પાંખાળા પડછાયા તરફ, (જે ઉપજાવતો) નથી ઠંડકભરી ઝાંય કે ભભૂકતી જવાળા સામે બચાવ. ખચીત એ (મસ મોટા) તણખા ઉડાડે છે ! જાણે જાફરાની ઊંટોના કાફલા. આ તે દુ:ખદ હશે એ દિવસ નકારનારાઓ માટે.' (૭૭ :૨૦–૩૪)

☆ 'અને તમે શું જાણ્યું કે સકર (જહન્નમનીઆગ) શું છે ? તે (કોઈ ગુનેગારને) જતો કરતી નથી અને તે (કંઈ પણ) બાળ્યા વિના રહેતી નથી. માણસને (બાળી) કાળોકટ કરી નાખે છે. તેના પર ઓગણીસ (દરોગા) છે. અને જહન્નમના દરોગા તરીકે અમે ફકત ફિરિશ્તા નિયુકત કર્યા છે.' (૭૪ : ૨૭–૩૧)

☆ 'અગર તમે નવાઈ પામવા ઈચ્છો તો (શ્રધ્ધાહીનોની) આ વાત નવાઈ ભરી છે કે : 'જયારે અમે (મરીને) માટે થઈ ગયા હોઈશું ત્યાંરે શું અમારૂં પુનસર્જન કરાશે ! ' આ તે લોકો છે જેમની ગરદનોમાં લોખંડી તોક પડયા હશે. અને હશે જહન્નમમાં વસવાટ કરનારા, આગના સાચા હકદાર ! ' (૧૩ : ૫)

☆ ' એ દિવસે તેમને (ઈમાનહીનોને) બૂરી રીતે ધકેલી–ધકેલીને જહન્નમ તરફ લઈ જવામાં આવશે. (અને કહેવામાં આવશે) આ છે જહન્નમ, જેને તમે નકારતા હતા. તો શું આ કોઈ જાદુઈ વસ્તુ છે કે (પછી) તમને દેખાતું નથી ! બળો એની અંદર. અને (હવે) તમે ધીરજ ધરો કે ન ધરો બન્ને સરખું છે. તમે જે કરતા હતા તેનો છે આ બદલો.' (૫૨ :૧૩–૧૬)

☆ અને જેમણે પોતાના રબને નકાર્યો તેમના માટે જહન્નમનો અઝાબ છે. અને તે બૂરૂં ઠેકાણું છે. તેમને જયારે તેની અંદર નાખવામાં આવશે તો તેઓ તેની ગર્જના સાંભળશે. જાણે તે ઉકળી રહી હશે, જાણે તે ક્રોધાવેશમાં હમણાં ફાટી પડશે ! (૬૭ :૬–૮)

☆ 'શાપ છે દરેક બદનક્ષી કરનાર અને નિંદાખોર પર. જેણે ધન સમેટયું અને પડખે છુપાવ્યું. તે એમ માને છે કે તેનું ધન તેને હંમેશ જીવાડશે. હરગિઝ નહીં, તે જરૂર હુતમાંમા ફેંકાશે. અને તમે શું જાણ્યું કે હુતમાં શું છે. તે છે અલ્લાહનો પેટાવેલો આતશ, જે હૃદય ઉપર લપકી જશે. તે તેમના ઉપર ચાંપી દેવાશે. પ્રલંબ સ્થંભોમાં.'(૧૦૪)

☆ અમારી આયતો ને જેમણે નકારી અને તેના પ્રત્યે તુમાખી દર્શાવી તેમના માટે જન્નતના દરવાજા ખુલશે નહીં, ત્યાં સુધી કે સોયના નાકામાંથી ઊંટ પસાર ન થઈ જાય ! તેમના માટે છે દોઝખ, અને ગુનેગારોને અમે એવી જ શિક્ષા કરીએ છીએ. એવા લોકો માટે પથારી અને ઓઢ્છાડ બન્ને (જહન્નમની આગના) હશે. દુરાચારીઓને અમે આવી શિક્ષા કરીએ છીએ.' (૭ : ૪૦–૪૧)

☆ 'અને મર્યાદાભંગ કરનારા દુરાચારીઓ માટે ભૂંડો હશે અંતિમ મુકામ. આગ, જેમાં તેઓ બળશે. અને બૂરી આરામગાહ. અહીં છે ઊકળતું પાણી અને બરફ ટાઢું પરૂ, તો એનો સ્વાદ ચાખો. (૩૭ : ૫૫–૫૭)

☆ 'જયારે તેમની ગરદનોમાં (લોખંડી) તોક અને સાંકળો હશે. અને ઊકળતા બદબૂદાર પ્રવાહીમાં તેમને ઘસીટવામાં આવશે. અને પછી તેઓ આગમાં બળશે.' (૪૦ : ૭૧–૭૨)

☆ '(હુકમ થશે કે) દરેક માથાભારે કૃતદનીને દોઝખમાં નાખો. જેણે સારાઈ નિષેધ કર્યો હોય, મર્યાદાભંગ કર્યો હતો, શંકાકુશંકા તથા વહેમો ઉપજાવતો રહયો હતો, (અને) જેણે અલ્લાહના મુકાબલે બીજો અલ્લાહ સ્થાપિત કીધો હતો. ફેંકો એને અતિશય સખત અઝાબમાં.' (૫૦ : ૨૪–૨૬)

☆ 'નકારનારાઓ માટે અમે આગ તૈયાર રાખી છે. તંબુની કનાતો જેવી તેની (જવાળા)તેમને ખેંચી લેશે. અગર તેઓ રાહત માટે આજીજી કરશે તો તેમને ઓગાળેલા પિત્તળ જેવું પાણી અપાશે, જે તેમનાં મોં બાળી નાખશે. કેવું ત્રાંસદાયક પીણુ અને અવિશ્વાસ માટે દુઃખદાયક પથારી. ' (૧૮ : ૨૯)

☆ 'જેમણે અમારી આયતોને નકારી છે તેમને અમે ટૂંકમાં જ આગમાં નાખીશું. તેમની ત્વચા જેટલી વાર બળશે, અમે નવી ત્વચા ચઢાવી  દઈશું, કે જેથી તેઓ હંમેશ અઝાબનો સ્વાદ ચાખતા રહે. ! ' (૪ : ૫૬)

☆ 'અને દોઝખવાસીઓ, જન્નતવાસીઓને પોકારીને કહેશે :' અમારા પર થોડું પાણી રેડો, અથવા અલ્લાહે તમને આપ્યું છે તેમાંથી થોડુંક અમને આપો.' તેઓ કહેશે : ' અલ્લાહે એ બન્ને વસ્તુ ઈમાનહીનો માટે નિષિધ્ધ કીધી છે.' (૭ :૫૦)

☆ આ બે હરીફ જૂથો (શ્રધ્ધાવાન અને શ્રધ્ધાહીન) તેમના ખુદા વિશે પરસ્પર ઝઘડી રહયા છે. પણ જે (અલ્લાહનો) ઈન્કાર કરે છે તેમના માટે આગના વસ્ત્રો તૈયાર કરાશે. તેમના માથા ઉપર ઊકળતું પાણી રેડાશે, જેથી તેમના દેહમાં હશે તે બધું તથા તેમની ત્વચા ઓગળી જશે. અને વિષેશમાં હશે તેમના માટે લોખંડી હથોડા. જયારે પણ તેઓ ત્યાંથી ભાગી છૂટવા ઈચ્છશે તો તેમને તેની અંદર પાછા ધકેલી દેવામાં આવશે. (અને કહેવાશે) તમે બળવાની શિક્ષા ચાખો. ' (૨૨ : ૧૯–૨૨)

☆ 'અધમ હશે તે આગમાં જશે, જયાં તેમના માટે ઊંડા નિસાસા અને વિલાપ (સિવાય કંઈ) હશે નહીં.' (૧૧ : ૧૦૬)

☆ 'એ દિવસે તે (સોનું–ચાંદી) દોઝખની આગમાં ધખધખાવી તેમના કપાળ ઉપર, તેનમા પડખામાં અને તેમની પીઠ ઉપર ડામ દેવામાં આવશે.( અને કહેવાશે) : 'આ તે છે જેનો તમે તમારા માટે સંગ્રહ કર્યો હતો. તો ચાખો, તમે સંઘરેલ હતું તેનો (સ્વાદ) .' (૯ :૩૫)

☆ 'શું એ (જન્નતની) મિજબાની સારી છે કે ઝક્કુમનું ઝાડ ? ખચીત અમે તેને દુરાચારીઓની કસોટી માટે બનાવ્યું છે. એ એક એવું ઝાડ છે, જે દોઝખના સૌથી નીચલા ભાગમાં હોય છે. એના ફળડોડા શેતાનના માથા જેવા હોય છે ! ખચીત તે (ગુનેગારો) તેમાંથી ખાશે, તેના વડે પોતાના પેટ ભરશે. અને ત્યાર પછી ઉપરથી ઊકળતા પાણીનું મિશ્રણ તેમને (પીવા માટે) અપાશે.' (૩૭ : ૬૨–૬૭)

☆ 'ખરેખર ઝક્કુમનું ઝાડ, ગુનેગારોનો ખોરાક બનશે. એ તેમના પેટમાં ઓગાળેલા ત્રાંબાની માફક ઊકળશે, ધગધગતા ઊકળેલા પાણી માફક. (કહેવામાં આવશે) : 'એને પકડી લો અને ભભૂકતા અગ્નિ વચ્ચે ઘસીટો. પછી એના માથા ઉપર ઊકળતા પાણીનો અઝાબ રેડો' —– : ' ચાખ (આને). તું બહુ બળવાન અને આબરૂદાર હતો ને ? બેશક આ એ જ છે, જેના વિશે તું શંકા સેવતો હતો. ' (૪૪ : ૪૩–૫૦)



હવે જોઈશું જહન્નમની જફા વિશેની કેટલીક હદીસો. ઈબ્ને મુબારક (રહ.) ખાલિદ ઈબ્ને અબૂ ઈમરાનની પરવાનગીથી વર્ણવ્યું છે કે અલ્લાહ રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કહયું, "આગમાં નંખાનારાઓને આગ તેમનાં દિલો સુધી બાળી નાખશે. તેઓ પાછા તેમનું મૂળ સ્વરૂપ પામશે અને તે (બળાણ) ફરી શરૂ થશે તેમના હ્રદય

સુધી પહોંચ્યા સુધી. આમ હંમેશ થાતું રહેશે. " (અઝ–ઝુહદ, તફસીર કુરતુબી.)

**આગના જોડા :–**

હઝરત અબૂ–સઈદ ખુદરી (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કહયું, " જહન્નમમાં ઓછામાં ઓછી શિક્ષાવાળાને આગના જોડા પહેરાવવામાં આવશે. એ જોડાની તપીશથી તેનું મગજ ખદબદવા લાગશે." (મુસ્લિમ)

એના અન્ય વર્ણનમાં આ શબ્દો છે કે : 'જહન્નમવાસીની સાદામાં સાદી શિક્ષા આ હશે માણસના પગમાં (આગના) સેન્ડલ હશે અને તેના કારણે તેનું ભેજું ઉકળવા લાગશે.." (મુસ્લિમ).

**રડશો વિશેષ :–**

અનસ (રદિ.) વર્ણવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, " જેના હાથમાં મુહંમ્મદનો પ્રાણ છે તેના કસમ, હું જોઉં છું તે અગર તમે જુઓ તો તમે રડશો વિશેષ અને હાસ્ય ઓછું કરશો."–––––સહાબા (રદિ.)એ પૂછયું, ' ઓ અલ્લાહ ના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આપ શું જુઓ છો ?' આપે સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ  કહયું, " હું જન્નત અને જહન્નમને જોઉં છું." (મુસનદ અહમદ)

અનસ (રદિ.) વર્ણવે છેક કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ કહયું, "અગર જહન્નમની આગનો એક તણખો

પૂર્વમાં હોય તો તેનો ગરમાટો પશ્ચિમમાં મેહસુસ થાય." (તરઘીબ વ તરહીબ, કન્ઝુલ ઉમ્માલ)

**સખત શિક્ષા :-**

અબૂ-બકર ઈબ્ને અબૂ-દુનિયાએ નોંધ્યું છે કે ઈબ્ન મસૂદ (રદિ.)એ લોકોને પૂંછયું, "જહન્નમવાસીઓમાના કયાને સખત શિક્ષા કરવામાં આવશે?"- એક માણસે જવાબ આપ્યો, "દંભીને."--તેમણે કહયું, "તમે સાચુ કહો છો." ત્યાર પછી તેમણે પૂછયું, "તમે કહી શકો છો કે તેમને કેવી રીતે શિક્ષા કરાશે?"--તેમણે કહયું, "તેમને લોખંડી પાંજરામાં પૂરવામાં આવશે અને તેને હીઝન તરીકે ઓળખાતી ભઠ્ઠીમાં કે જે જહન્નમના સૌથી નીચેના ભાગમાં આવેલી છે. ત્યાં મુકવામાં આવશે. દરેક જણને તેના કર્મના હિસાબે શિક્ષા કરવામાં આવશે."

ઈબ્ને અબૂ અદ-દુનિયાએ નોધ્યું છે કે વહબ ઈબ્ને મુનબ્બી વર્ણવે છે કે :જેઓ જહન્નમને પાત્ર છે તેઓ ત્યાં રહેશે. તેમને બહાર નીકળવાનો રસ્તો મળશે નહીં. અને તેઓ ઊંઘી શકશે નહીં, મરશે પણ નહીં. તેઓ આગમાં ચાલશે. આગ ઉપર બેસશે. અને પરૂ પીશે. તેમની પથારી આગની, તેમના પહેરણ આગ અને ડામરના બનેલા હશે. આગ તેમના ચહેરાને આવરી લેશે. જહન્નમમાના સો જંજીરોમાં જકડાયેલા હશે. અને જહન્નમના ચોકીયાતા તેમને આગળ ખેંચતા અને પાછળ ધકેલતા રહેશે. તેમના પરૂ અને લોહી જહન્નમમા ભેગા થશે. જે તેનું પીણું બનશે.'

આટલુ કહીને, કહે છે કે વહબ રડવા લાગ્યા હતા અને બેભાન થઈ ગયા હતા. (ઈબ્ને કસીર)

**સઊદ અને વયલ :–**

બઝઝાર, ઈબ્ને જરીર, ઈબ્ને અબુ હાતિમ અને ઈબ્ને મરદાવિયાએ નોંધ્યું છે કે અબૂ સઈદ(રદિ.) વર્ણવ્યું છે કે અલ્લાહના રસુલે સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "સઊદ એ જહન્નમમાં એક પહાડ છે.શ્રધ્ધાહીન–નાસ્તિકને તેના ઉપર ચઢાવવામાં આવશે. જયારે તે તેના ઉપર હાથ મુકશે તો તે (હાથ) ઓગળવા લાગશે અને જયારે તે ઉઠાવી લેશે તો તે અસલ સ્થિતિમાં આવી જશે.(અને)તે જયારે તેના પર પગ મુકશે તો તે (પગ)ઓગળશે, પણ તેને ઉપાડશે તો તે પાછો અસલ સ્થિતિમાં આવી જશે." (ઝદઉલ મસીર, ઈબ્ને અલ–જવઝી)

કતાદાએ નોંધ્યું છે કે ઈબ્ને અબ્બાસ(રદિ.) કહયું છે કે સઊદ એ જહન્નમમાં એક ચટ્ટાન છે, જેના પર નાસ્તિકને મોંભેર ઘસીટવામાં આવશે.––એ એક લપસણી ચટ્ટાન હોવાનું અને તેના પર ચઢવા માટે નાસ્તિકને કહેવાશે, એમ પણ કહેવાય છે.

અને અહાદીસ પ્રમાણે 'વયલ' એ જહન્નમમાં એક ખીણ છે, જેમાં શ્રધ્ધાહીનને નાખવામાં આવશે.

**સર્પ અને વીંછી:–**

હરમબાએ અબ્દુલ્લાહ ઈબ્ને જુઝઝ અઝ–ઝુબયદી દ્વારા નોંધ્યું છે કે અલ્લાહના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "દોઝખમાં સર્પ, બખ્ત ઊંટોની ગરદન જેવા છે. અગર તે કોઈને ડંખ મારે તો તે ચાળીસ વર્ષ સુધી તેની પીડા ભોગવશે." (મુસતદરક હાકિમ, મિશકાત,મસાવિહ)

અને વીછીંઓ વિશે કોલે રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ છે કે જહન્નમવાસીઓને તે મધમાખીના ઝુંડની માફક ચીપકી જશે.

અબૂ–હુરયરહ(રદિ.)એ વર્ણવ્યું છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું,"અગર ખજાનાનો માલીક તેની ઝકાત નથી આપતો તો તે (ખજાનો)પુનર્જીવનના દિવસે ટાલિયા સર્પ સ્વરૂપે તેની પાસે આવશે, જેની આંખો ઉપર બે કાળા ડાઘ હશે. તે તેના ગાલ આગળથી પકડીને કહેશે, "હું તારી મિલ્કત છું, હું તારો ખજાનો છું !" (બુખારી, મુસનદ અહમદ )

આ જફાઓ જહન્નમવાસીઓને રડાવશે. અહાદીસ અનુસાર જહન્નમમાં દાખલ થનારા એક મુદત સુધી રડશે અને આંસુ સારશે. અને ત્યાર પછી એક મુદત સુધી રડશે અને આંખોથી લોહી સારશે. તે પાણી માંગશે, પણ પાણી મળશે નહીં. મદદ માટે મા બાપ ને પોકારશે, પત્ની અને બાળકોને પોકારશે. પણ ત્યાં તેમનો કોઈ મદદગાર નહીં હોય.

**હલ મિમ યઝીદ :–**

જહન્નમ પેટભરું છે. નિરંતર ખાઉ, ખાઉ કરતી રહે છે. જોઈએ તેટલા ગુનેગારોને તેની અંદર નાખો, સંતોષ નહીં થાય. કુરઆને કરીમના શબ્દોમાં કહીએ તો :' એ દિવસે અમે જહન્નમને પુછીશું :'શું તું સંપૂર્ણ ભરાઈ ગઈ?' – અને તે કહેશે :'હલ મિમ મઝીદ' (કશું વિશેષ છે? –હોય તો લાવો.) – (૫૦:૩૦)

એ આયત નો ખુલાસો આ હદીસમાં મળે છે. હઝરત અનસ (રદિ.) વર્ણવે છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કહયું,

"લોકો જહન્નમમાં નખાતાં બંધ થશે નહીં અને તે કેહતી જશે, 'હજી બીજા છે?' ત્યાં સુધી કે સત્તા અને સન્માનનો માલિક (અલ્લાહ) તેના ઉપર પોતાનો પગ મુકી દેશે. ત્યારે તે કહેશે : 'કત–કત' (બસ–બસ) તારી સત્તા અને સન્માન ના સોગંદ ! અને તેની બાજુઓ એકમેક પર બંધ કરી દેવાશે." (બુખારી, મુસ્લિમ, તિરમીઝી,મુસનદ અહમદ)

સુદર્ભ ગ્રંથો :–

ધ હોલી કુરઆન (ટ્રાન્સલેશન :માર્માડયુક પિકથોલ) (૨) બિફોર એન્ડ આફટર ધ લાસ્ત અવર : ઈબ્ને કસીર અદ–દમિશ્કી.) (ટ્રાન્સલેશન :રફીક અબ્દુર્રહેમાન) (૩) અહાદીસે કુદસિય્યા (અનુવાદ–સંકલ:અબૂ મસઉદ નદવી)

# –: જન્નતની જાહોજલાલી :–

જન્નત એટલે જન્નત. એનો કોઈ જવાબ નથી. કોઈ વિકલ્પ નથી. એ એક અજોડ અનન્ય આલમ છે. અને એનુ સર્જન ખાસ કરીને શ્રધ્ધાવાન, સદાચારી બંદાઓ માટે કરવામાં આવ્યું છે. અહીં બંદાના આનંદ પ્રમોદ અને સુખ વૈભવ માટે એવી–એવી અને એટએટલી અદભુત વસ્તુઓનો પ્રબંધ અલ્લાહ તઆલા તરફથી કરાયો છે કે જેની કલ્પના થઈ શકતી નથી. એ સ્વર્ગીય જાહોજલાલી આછો ચીતાર કલામે પાકમાં અપાયો છે. અહાદીસે નબવી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પણ કેટલીક હદે પરદો સરકાવે છે.

કલામે પાકમા કોઈ એક જગયા એ નહીં વિવિધ સુરતોમાં, વિવિધ રીતે એ જાહોજલાલીનુ વર્ણન કરાયું છે. એ માંહેનું કેટલુક ચુંટીલું અત્રે પેશ કરવામાં આવે છે:

'અને (ઈમાનમાં) પ્રથમ ક્રમે છે તે (આખેરતમાં) પ્રથમ ક્રમે હશે. એ લોકો અલ્લાહથી વિશેષ નિકટ હશે. હર્ષોલ્લાસના બાગમાં (એમાનાં) ઘણા પ્રાચીનો માંહેનો હશે અને થોડા બાદના સમયના હશે.(તેઓ) સુવર્ણ અને હિરા જડિત સિંહાસનો પર હશે. ઓશીકે અઢેલીને સામસામા બેઠા હશે. તેમની આસપાસ હશે સદાબહાર કિશોરો,(જે)વહેતા સ્વચ્છ ઝરણામાંથી જામ, સુરાહી, પ્યાલા (ભરીને)તેમને પીરસતા હશે !(એવો શરાબ)જેનાથી તેમનુ માથુ ચડશે નહીં. ઘેન–ગાડપણ થશે નહીં ! અને તેમની પસંદગીના ફળો અને તેમનુ મન ઈચ્છે તે પક્ષીનું માંસ ! અને હશે મોટી ખુબસુરત આંખોવાળી અપ્સરાઓ ! જાણે સુરક્ષિત રખાયેલાં મોતી ! – તેમના ભૂતપૂર્વ કર્મનો એક બદલો.' (૫૬:૧૦ :૨૪)

**ઉચ્ચ સિંહાસનોઃ–**

'અને જમણી તરફનાં લોકો.—–જમણી તરફના એ લોકો કોણ હશે? (તેઓ) કંટકરહિત બોરડીઓ મધ્યે હશે, ફળફુલોથી લદાયેલાં તલ્હ(કદળી)વૃક્ષો મધ્યે હશે. વિસ્તીર્ણ છાયા તળે નિરંતર વહેતા ઝરાઓના પડખે. અને બેશુમાર ફળો, જેમની મોસમ મર્યાદિત નથી અને તેમનો પૂરવઠો ખૂટતો નથી. અને (તેઓ) ઉચ્ચ સિંહાસનો પર હશે. ખરેખર અમે તેમને (અપ્સરાઓને) એક વિશિષ્ટ મખલૂક તરીકે પેદા કરી છે અને તેમને કુંવારી અક્ષતા સ્થિતિ પર રાખી છે. પ્યારી સમવયસ્ક !' (૫૬ :૨૭ :૩૭)

**શરાબની સરીતાઃ–**

'પરહેઝગારોને જેનો વાયદો કરાયો છે તે જન્નતનું એક બયાન આ છે. કે તેની અંદર સુગંધભ્રષ્ટ ન થઈ શકે એવી પાણીની નદીઓ છે ! કયારેય સ્વાદફેર ન થાય એવી દુધની નદીઓ છે ! પીનારાઓ માટે લિજ્જતદાર શરાબની નદીઓ છે ! અને વિશુધ્ધ મધની નદીઓ ! ત્યાં તેમના માટે દરેક પ્રકારનાં ફળો છે અને તેમના માલિકની કૃપા.'(૪૭ :૧૫)

'અને (જમણા હાથમાં કર્મપત્રક અપાશે) તે આનંદમય જીવન ભોગવશે, બુલંદી પરના એક બાગમાં !ત્યાં ફળોના લટકતા ગુચ્છા હાથવગા હશે ! અને કહેવામાં આવશે : 'ખાઓ પીઓ અને સંતૃપ્ત થાઓ. આ પૂર્વે તમે (પુણ્ય) પાઠવ્યું હતું તેના બદલામાં.' (૬૯:૧૯–૨૪)

'સદાચારીઓનો સંબંધ છે ત્યાં સુધી તેઓ કપૂરમિશ્રિત (શરાબના) જામ પીશે ! એ (કપુર) એક ઝરણ છે, જેમાથી અલ્લાહના નેક બંદા પીશે અને તેની રેલમછેલ કરશે !' (૭૬:૫–૬)

**ચાંદીની રકાબી,પારદર્શક પ્યાલા :-**

'અને (તેઓ ધીરજવાન અને ફરમાબરદાર હોવાથી) બદલામાં તેમને બાગ અને (પોશાક)રેશમનો અપાશે.તે ઉચ્ચ સિંહાસન ઉપર બેઠક જમાવશે. ત્યાં સૂર્યના (તાપનો)કે સખત ટાઢનો અનુભવ તેમને થશે નહીં.અને બાગની છાયા તથા ફળોના ગુચ્છા વિનમ્રતા પૂર્વક તેમના પર ઝુકી આવશે. તેમની વચ્ચે ચાંદીની રકાબીઓ તથા પારદર્શક કાચના પ્યાલાઓનો દૌર ચાલશે. વિશુધ્ધ પારદર્શક (પ્યાલા) તથા ચાદીની(રકાબીઓ), જેના માપ તેઓ નકકી કરશે! અને ત્યાં તેમને પીવા માટે ઝનજબીલ (સૂંઠ) મિશ્રિત શરાબના પ્યાલા પેશ કરાશે. એ ત્યાં એક ઝરણ છે, જે 'સલસબીલ' તરીકે ઓળખાય છે. અને તેમની આસપાસ (સેવા માટે) હંમેશ (તાજગી) ધરાવતા કિશોરો હશે. અગર તમે જુઓ તો એવા લાગે જાણે વેરાયેલાં મોતી ! -અને તમે ત્યાં જોશો તો તમને પરમસુખ અને એક ભપકાદાર શહેનશાહત નજરે પડશે. તેમના લિબાસ લીલાકચ રેશમ તથા કિનખાબના બનેલા હશે ! અને તેમને ચાંદીના કંગન પહેરાવવામાં આવશે. પીવા માટે તેમનો માલીક વિશુધ્ધ અને પવિત્ર શરાબ આપશે. (કહેવામાં આવશે.) નિઃશંક તમારા માટે આ એક બક્ષિશ છે. તમારા પ્રયત્નો સ્વીકારવામાં આવ્યાં છે.' (૭૬:૧૨-૨૨)

**લજજાશીલ મહિલાઓ :-**

'અને રહયા અલ્લાહના પ્રમાણીક બંદા;તેમના માટે ત્યાં (જન્નતમાં) હશે જાણીતી ખાદ્યસામગ્રી, ફળો (લિજજતદાર) અને તેમનુ સન્માન કરાશે. આહલાદક બાગોમાં ! સિંહાસનો પર સામસામા બેસશે.

તેમની વચ્ચે નિર્ભેળ–નિર્મલ શરાબના દૌર ચાલશે ! સફેદ, લિજ્જતદાર–પીનારાઓ માટે. એનાથી માથું ચડશે નહીં. ઘેન ગાડપણ થશે નહીં. અને તેમના પડખે હશે ગુણિયલ મહિલાઓ, લજ્જાશીલ અને મોટી (મોહક)આંખોવાળી ! જાણે સુરક્ષિત રખાયેલાં (નાજુક) ઈંડાં !'(૩૭ :૪૦–૪૯)

'નિઃશંક નેક લોકો અમનચમન માં હશે. સિંહાસનો પર બેસી નિરીક્ષણ કરી રહયા હશે. તમે તેમના ચહેરા પર ખુશીનું તેજ જોશો. તેમને પીવા માટે સીલબંધ શુધ્ધ શરાબ અપાશે, જેનું સીલ હશે કસ્તુરીનું !–આનંદોલ્લાસના ઈચ્છુકોએ એની ઈચ્છા કરવી જોઈએ. અને એની અંદર તસ્નીમનું મિશ્રણ કરાશે. તસ્નીમ એક ઝરણ છે, જેમાથીં અલ્લાહનું સાંનિધ્ય ધરાવતા બંદા જલપાન કરે છે.' (૮૩:૨૨–૨૮)

બાગના વારસ :–

'પરંતુ જે ઈમાનવાળા છે અને સદકર્મ કરે છે તો અમે કોઈ માણસ ઉપર તેના ગજાથી વિશેષ બોજ નાખતા નથી. તેઓ છે જન્નતનિવાસી. તેઓ ત્યાં રહેશે. અને તેમના દિલોમાંથી રહીસહી કટુતા અમે દુર કરી દેશું. તેમના નીચે નદીઓ વહેતી હશે અને તેઓ કહેશે. 'અલ–હમ્દુ લિલ્લાહ ! કે જેણે આ (પરમસુખ) તરફ અમારૂં માર્ગદર્શન કર્યું. અગર અલ્લાહનું માર્ગદર્શન ન હોત તો અમને માર્ગ મળી શકયો ન હોત. નિઃશંક તે સાચું હતું જે અમારા રબના પેગમ્બરો લાવ્યા હતા.'–અને તેઓ એક અવાજ સાંભળશે, 'તમારી સામેના બાગને

જુઓ. તમને એના વારસ બનાવવામાં આવ્યા છે, તમારાં કર્મના બદલામાં' (૭:૪૨–૪૩)

'આ એક પેગામ છે. અને મુત્તકીઓ માટે નિઃશંક એક ખુબસુરત અંતિમ મુકામ છે. હંમેશ લીલાછમ રહેનારા બાગો, જેના દરવાજા તેમના માટે ખુલ્લા હશે, ત્યાં તેઓ ઓશીકે અઢેલીને આરામ કરશે. પુષ્કળ ફળો તથા (લિજ્જતદાર)પીણાનો હુકમ કરશે અને તેમના પડખે હશે લજ્જાશીલ, સમવયસ્ક ગુણિયલ મહિલાઓ ! આ તે છે જેનો ન્યાયના દિવસ માટે તમને વાયદો કરાયો હતો. ખચીત આવી હશે અમારી બક્ષિશ, જે કયારેય ખુટશે નહીં.' (૩૮:૪૯–૫૪)

**સોનાના કંગનઃ–**

'જે ઈમાનવાળા છે અને સદકર્મ કરે છે તે ચોકકસ એવા કોઈનોય બદલો અમે નિષ્ફળ જવા દઈશું નહીં. તેમના માટે હશે હંમેશના બાગો, જેની નીચે વહેતી હશે નદીઓ, ત્યાં તેમને સોનાના કંગન થી શણગારવામાં આવશે. અને તેઓ ઉત્તમ પ્રકારના રેશમ તથા કિનખાબના લીલા પોશાક પહેરશે ! તેઓ ત્યાં ઉચ્ચ સિંહાસન ઉપર આરામ કરશે ! કેવો સુંદર બદલો, કેવું ઉમદા વિરામસ્થાન !(૧૮ :૩૦–૩૧)

'તેઓ (કુરઆનના વારસો) હંમેશ માટેના બાગોમાં પ્રવેશ કરશે, જયાં તેમને સુવર્ણ તથા મોતીઓના કંગન પહેરાવવામાં આવશે. અને ત્યાં તેમનો પોશાક રેશમ નો હશે.' (૩૫:૩૩)

**આનંદ પ્રમોદ:–**

'(તમો)જે અમારી આયતો પર ઈમાન લાવ્યા અને ઈસ્લામમાં સમર્પણ કીધું, બાગમાં (જન્નતમાં) પ્રવેશ કરો; તમો અને તમારી પત્નીઓ આનંદપ્રમોદમાં (પ્રવેશો). તેમની વચ્ચે સુવર્ણ થાળીઓ અને પ્યાલાઓનો દૌર ચાલશે, ત્યાં હશે અંતર ઈચ્છે તે બધું ! આંખો રીઝી શકે તે બધું ! અને તમે ત્યાં રહેશો (હંમેશ માટે).આ છે જન્નત, જેના તમને વારસ બનાવવામાં આવ્યા છે. તમારા કર્મ બદલ.' (૪૩:૬૯–૭૨)

'પણ જે લોકો અલ્લાહનો ડર રાખે છે અને તેની ઈબાદત કરે છે તેમના માટે એક ઉપર એક ખંડોવાળી મહેલાતો બંધાયેલી છે, જેની નીચે નદીઓ વહે છે. આ અલ્લાહનો વાયદો છે અને અલ્લાહ તેના વાયદા વિરૂધ્ધ કરતો નથી. (૩૯:૨૦)

**અપ્સરાઓ સાથે લગ્ન :–**

' નિઃશંક, પરહેઝગારો સુરક્ષિત સ્થળે હશે, બાગો અને ઝરાઓ મધ્યે, બારીક તથા ઘટ્ટ રેશમ પરિધાન કરીને સામસામે બેઠા હશે. અને અમે તેમના લગ્ન કરાવીશું ખુબસુરત મોટી પાણીદાર આંખોવાળી અપ્સરાઓ સાથે ! ત્યાં તેઓ શાંતિ સલામતી પૂર્વક દરેક પ્રકારનાં ફળો માટે હુકમ કરી શકશે.' (૪૪ : ૫૧–૫૫)

'સદાચારીઓ બાગબગીચા અને ફુવારા મધ્યે હશે. (તેમને કહેવામાં આવશે.):'શાંતિ–સલામતીમાં અહીં પધારો.'–અને તેમના દિલો માંથી રહીસહી રંજની લાગણીઓ અમે દુર કરી દેશું. (અમે)તેઓ થઈ જશે (જાણે) સિંહાસન ઉપર સામસામા બેઢેલા ભાઈભાડું. ત્યાં

તેમને થાક નો એહસાસ થશે નહીં. તેમ જ ત્યાંથી ચાલ્યા જવાનું તમને કેવામાં આવશે નહીં.' (૧૫:૪૫–૪૮)

'અત્યારે કોઈ માણસને એની ખબર નથી કે તેઓ કરતા હતા તે કર્મના બદલા રૂપે, તેમના માટે, આંખોના કયા આનંદો, છુપાવીને રાખવામાં આવ્યાં છે !' (૩૨:૧૭)

**અગણિત કૃપાઓઃ–**

'પણ તેના માટે કે જે તેના રબ સામે ઊભા રહેવાથી ડરે છે. તેના માટે બાગો હશે ! તો પછી તમારા માલીક ની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ?

– સર્વ પ્રકારના ( વૃક્ષ અને આનંદ) ધરાવે છે ! તો પછી તમારા માલીક ની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ?

–તેમની અંદર (દરેકમાં) વહેતા બે ઝરણ હશે! તો પછી તમારા માલીક ની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ?

–તેમની અંદર દરેક પ્રકારના ફળો હશે, બબ્બેની જોડીમાં ! તો પછી તમારા માલીક ની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ?

–કિનખાબી અસ્તરવાળા ઉમદા ગાલીચા પર આરામ ફરમાવશો !અને બાગોમાં હાથવગા હશે ફળો ! તો પછી તમારા માલીક ની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ?

–તેમાં શીલવંત લજજાશીલ(કન્યાઓ) હશે! જેમને જન્નતવાસીઓ પૂર્વે કોઈ માનવ યા જિન્ને સ્પર્શી નહીં હોય! તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો?

—(એ કન્યાઓ)માણેક યા પ્રવાલ જેવી હશે ! તો પછી તમારા માલીક ની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો? ભલાઈનો બદલો ભલાઈ જ હોઈ શકે છે. તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો?

—અને આ બે સિવાય બીજા બે બાગો છે! તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો?—ઘેરા લીલા(બાગો) ! તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો? તેમાં બે ઉછળતા ઝરણ હશે ! તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ? તેમની અંદર ફળો હશે, અને ખજુર અને અનાર ! તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ?

—તેની અંદર ગોરી (સંગીનીઓ) હશે, સુઘડ—સુંદર !તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ?—(વિશાળ—સુંદર) શામિયાનાઓમાં મર્યાદાશીલ અપ્સરાઓ ! તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ? જેમને તેમના પૂર્વે કોઈ માનવ યા જિન્ને સ્પર્શી નહીં હોય ! તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ? —લીલા ઓશિકા અને કીમતી ખુબસુરત ગાલીચાઓ પર આરામ ફરમાવી રહી હશે ! તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ? —સર્વથા બરકતવંત છે તમારા માલિકનું નામ, ભવ્યતા, ઔધર્ય અને પ્રતિષ્ઠાપૂર્ણ.' (અર—રહમાન —૫૫ : ૪૬—૭૮)

**અહાદીષમાં :–**

કુરઆને કરીમમાં, જન્નતની જાહોજલાલી વિશે, આ સિવાય બીજાં પણ કેટલાક વર્ણનો છે. અને તેની અંદર પુનરુકિત થાતી હોવાથી હવે આપણે અહાદીષમાંના જન્નત વિશેના ગેબી વિચારરત્નો જોઈશું :

શરૂઆત જન્નતના દ્વારાથી કરીએ. અનસ ઈબ્ને માલિક (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ. કહયું, "હું જન્નતના દ્વાર આગળ આવીશ અને તે ખોલવા માટે કહીશ. દ્વારપાલ પૂછશે :'કોણ છો ?' – હું કહીશ :'મુહમ્મદ.' તે કહેશે : 'મને આપના માટે (ખોલવાનો) હુકમ હતો અને આપના પહેલાં કોઈના માટે (ખોલવાનો હુકમ) ન હતો.' (મુસ્લિમ)

તેમણે આમ પણ વર્ણવ્યું છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "પુનર્જીવનના દિવસે અલ્લાહ લોકોને ભેગાં કરશે. શ્રધ્ધાવાનો ઊભા રહેશે, જયારે જન્નત તેમના માટે શણગારવામાં આવશે." (મુસ્લિમ–હદીસનો અંશ)

અબ્દુલ્લાહ ઈબ્ને (ઈમામ) અહમદે નોંધ્યું છે કે સુવૈદ ઈબ્ને સઈદ વર્ણવે છે કે : અમે અલી (રદિ) સાથે બેઠા હતા. તેમણે આ આયત પઢી : 'અને એ દિવસે અમે સદાચારીઓને એક સારા લોક સમુહ તરીકે ભેગા કરીશું. અને દુરાચારીઓને થાકેલા ઘણ માફક દોઝખ તરફ હાંકી જઈશું.

અને ત્યાર પછી તેમણે કહયું ,"અલ્લાહના સોગંદ, તેમને પગો પર ઊભા રખાશે નહીં,બલ્કે તેમની પાસે એવી ઉટડીઓ હશે કે જેવી તેમણે કયારેય જોઈ નહીં હોય. તેમની કાઠડી (Saddle)સોનાની બનેલી હશે. તેઓ તેમના પર સવાર થઈને જન્નતના દ્વાર સુધી આવશે.' (મુસનદ અહમદ)

**રત્નોના મહેલ :–**

મુસનદ અહમદ માંહેની એક હદીસ પ્રમાણે હઝરત અલી (રદિ.) એ કહયું, "ઓ અલ્લાહ ના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ હું એમ માનું છું કે સારો લોક સમુહ–પ્રતિનિધિઓ(પશુઓ પર) સવાર થયેલા હશે." ––રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "જેના હાથમાં મારો પ્રાણ છે તેના સોગંદ, તેઓ તેમની કબરોમાંથી બહાર આવશે ત્યારે તેમને આવકાર અપાશે અને દુધ જેવી સફેદ ઊંટડી લાવવામાં આવશે. તેને પાંખો હશે અને તેની કાઠડી સોનાની બનેલી હશે. તેમના જોડાની લેસ'વાધરી પ્રકાશની બનેલી હશે અને તેઓ ઝગઝગાટ કરતા હશે. ઊંટડીનુ દરેક પગલું નઝર પહોંચે તે હદે પડતું હશે. તેઓ એક વૃક્ષ આગળ આવશે, જેના મુળમાંથી બે ઝરણ ફુંટશે. તેઓ એક માંથી પાણી પીશે, જેથી તેમનુ જઠર સાફ થઈ જશે. બીજા ઝરણમાં નહાશે, જેથી તેમની ત્વચામાં તાજગી આવી જશે. તેઓ જન્નતના દ્વાર આગળ આવશે. દ્વાર પર રાતા મોતીઓવાળા કડા જડેલા હશે. તેઓ કડાથી દ્વાર ખખડાવશે અને તેનો તીણો–કર્કશ અવાજ (જન્નતની) દરેક કન્યાના કાન સુધી પહોંચશે અને તે સૌ જાણી જશે કે તેમના ધણી આવી ગયા છે.––"

હદીસમાં વિશેષમાં દર્શાવાયું છે કે ત્યાર પછી દ્વાર ખુલશે. દ્વારપાલ તેમને કન્યાઓ પાસે દોરી જશે. જે હંમેશ તેમની સાથે રહેવાની ખાતરી આપશે. દરેક જણ તેમના મહેલમાં જશે. જે વિવિધ રંગોવાળા કિંમતી પથ્થરોના–રત્નોના બનેલા હશે. તેની અંદર ઘણી પથારીઓ અને ઘણી કન્યાઓ હશે. મહેલ તળે નદીઓ વહેતી હશે.–પાણી, દુધ, શરાબ, અને મધની નદીઓ.–હદીસ પ્રમાણે અહીં રસુલુલ્લાહે આ આયત પઢીઃ

'તેમની (વૃક્ષોની) છાયા તેમના પર નજીક હશે અને ગુચ્છાદાર ફળો તેમના ઉપર લટકી રહયા હશે.' (૭૬:૧૪)

—"જયારે કોઈને પણ ખાવાની ઈચ્છા થાય તો એક સફેદ યા એક લીલા રંગનું પક્ષી આવશે.તે તેની પાંખો ઉચી કરશે અને તે—માણસ તેનાં પડખાંનું સ્વાદિષ્ટ માંસ ખાશે. ત્યાર પછી પક્ષી ઉડી જશે. હવે એક ફિરસ્તો આવશે અને તેને મુબારકબાદ આપતા કહેશેઃ 'અને આ તે બાગ છે, જે વારસા પેટે અપાયો છે, તમારા અમલના બદલામાં.' (૪૩:૭૨)

—"અગર જન્નતની કન્યાની એક લટ ધરતી પર પડે તો ત્યાં સંપૂર્ણ અંધકાર વ્યાપી જાય, સૂર્યનો પ્રકાશ હોવા છતા."(મુસનદ અહમદ)

**સોના—ચાંદીના કિલ્લા :—**

અહાદીસમાં દર્શાવાયા અનુસાર જન્નતના હકદારો જન્નતમાં જશે અને ત્યાં પહોંચાડયા બદલ અલ્લાહનો આભાર માનશે. અને ત્યાર પછી એક પોકારનાર તેમને કહેશે : 'તમે હંમેશ ના માટે રહેશો. કયારેય મૃત્યુ પામશો નહીં. તમે અહીં વસવાટ કરશો, કયારેય બહાર ખસેડાશો નહીં. હંમેશા તંદુરસ્ત રહેશો, કયારેય માંદા પડશો નહીં."

અહાદીસમાં આમ પણ દર્શાવાયું છે કે જયારે માણસો જન્નતમાં પ્રવેશ કરશે તો તેઓ જન્નતવાસીઓનુ સ્વરૂપ ધારણ કરશે. તેમનો લીબાસ અને તેમનુ સુશોભન તેમને મળશે. પત્નીઓ અને નોકરચાકરો મળશે.—જન્નતમાં પ્રવેશ કરશે ત્યારે સિત્તેર હજાહ સેવકો આવકાર આપશે.

ઈબ્ને કસીરે નોંધ્યા પ્રમાણે અબુ નુઅયમે દહહાક મઝાહીમ (રહ.)ના હવાલાથી નોંધ્યું છે કે : જન્નતવાસી જન્નતમાં પ્રવેશ કરશે તયારે એક ફિરસ્તો તેને ત્યાંની શેરીઓમાં લઈ જશે. તે સોના અને

ચાંદીના કિલ્લા જોશે અને તેના વિશેના તેના સવાલોના જવાબમાં ફિરસ્તો કહેશે : 'એ તારા છે.' અને કન્યાઓ તેના આગમનની જાણ થતાં તેઓ તેને આવકાર માટે સામી આવશે.(અઝ ઝુહદ)

**સાઠ હાથની ઊંચાઈ :–**

અબૂ હુરયરહ (રહિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું,''જન્નતમાં પ્રવેશનારા પહેલા જૂથના ચહેરા પૂર્ણિમાના ચંદ્રમા જેવા ચળકતા હશે. તેઓ થુંકશે નહીં, નસીકશે નહીં ને મળમૂતર પણ નહીં કરે. તેમની કાંસકી સોના–ચાંદીની બનેલી હશે. તેમના અગનપાત્ર (સગડી) નું ઈંધણ ઓળિયો યા કુંવારપાઠું હશે અને કસ્તુરી તેમની સુગંધ હશે. દરેકની બે પત્નીઓ હશે. અત્યંત રૂપાળી.તે કદી મતભેદ કરશે નહીં, કદી ગુસ્સો કરશે નહીં. અને તેમના હદય જાણે એક હદય હોય એવાં હશે.––(મુસ્લિમ, તિરમીઝી, મુસનદ અહમદ)

અન્ય અહાદીસમાં તેમની બે પત્નીઓ માનવ જાતિની અને બોતેર અપ્સરા પત્નીઓ હશે એમ દર્શાવાયું છેઃ જન્નતવાસી પુરુષોની આંખો ચળકતી હશે, તેમની વય તેત્રીસ વર્ષની અને કદકાઠું આદમ (અલૈ.) જેવું એટલે કે સાઠ હાથ ઉંચું અને સાત હાથ પહોળું હશે. માથે વાળ નહીં અને દાઢી પણ નહીં હોય. વાન ગોરો હશે. (તિરમીઝી, મુસનદ અહમદ. હદીસ–સારાંશ)

ઈબ્ને અબુ અદ–દુનિયાએ નોંધ્યું છે કે અનસ ઈબ્ને માલિક (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, ''જન્નતવાસીઓ ત્યાં દાખલ થશે ત્યારે તેમની ઊંચાઈ આદમ

(અલૈ.) જેવી એટલે કે ફિરિશ્તાના હાથના માપે સાઠ હાથની હશે, રૂપ યુસુફ (અલૈ.)જેવું, વય ઈસા (અલૈ.) જેટલી અને જીભ મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જેવી હશે. તેઓ વાળ રહિત અને ચળકતી આંખોવાળા હશે." (કન્ઝુલ ઉમ્માલ)

એક હદીસમાં આમ પણ દર્શાવાયું છે કે જન્નતમાં તેઓ જે લિબાસ પહેરશે તે કદી જીર્ણ થશે નહીં અને તેમની યુવાની પણ કદી ઢળશે નહીં. હંમેશ યુવાન રહેશે.

**માણેકના શયનખંડ :–**

સૂર વિશેની એક અતિ પ્રલંબ હદીસમાં સૈયિદિના અબૂ હુરયરહ (રદિ.) વર્ણવ્યું છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ કહયું, "જેણે મને સત્ય સાથે મોકલ્યો છે તેના સોગંદ, તમો દુનિયામાં તમારી પત્નીઓ યા તમારાં ઘરોને જાણતા નથીં તેનાથી વિશેષ સારી પેઠે જન્નતવાસીઓ તેમની પત્નીઓ અને તેમનાં ઘરોને જાણે છે. જન્નતનો પ્રત્યેક પુરુષ,તેની બોતેર પત્નીઓ પાસે જશે, જેમને અલ્લાહે સર્જી છે (અપ્સરા તરીકે)અને બે (પત્ની) માનવજાતિની હશે. એ બંન્ને દુનિયામાં તેમણે કરેલી અલ્લાહની ઈબાદતના કારણે, અલ્લાહ ઈચ્છે તેનાથી ચઢિયાતી હશે. તે (પુરુષ) પ્રથમ બે પત્નીઓ પાસે જશે, માણેકના બનેલા શયનખંડમાં,જયાં મોતીઓથી સજાવેલી ને રેશમી ભરતકામ વાળી, સિત્તેર પડવાળી સોનાની પથારી હશે."———અને હદીસમાં દર્શાવાયા પ્રમાણે બાદમાં તે, અપ્સરાઓ પાસે જશે. અને તે જેની પાસે જશે તે દરેક કહેશે :' અલ્લાહના કસમ, જન્નતમાં તમારાથી

સુંદર બીજું કોઈ નથી અને જન્નતમાં મને તમારાથી વહાલું બીજું કંઈ નથી.'–– (બયહકી–બઅસ વન નુશુર.–હદીસનો અંશ)

**જન્નતના દરવાજા :–**

અહાદીસ દ્વારા જાણવા મળે છે કે જન્નતના દરવાજા આઠ હશે અને દરેક દરવાજો વિવિધ નેકી કરનારાઓ માટે હશે. ઈમામ અહમદે સહલ ઈબ્ને સઅદ(રદિ.) ના હવાલા થી નોંધ્યું છે છે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કહયું, "જન્નતનો એક દરવાજો રય્યાન તરીકે ઓળખાય છે. જે લોકો રોઝા રાખે છે તેમને પુનર્જીવનના દિવસે તે દરવાજામાંથી બોલાવવામાં આવશે. આમ જાહેર કરાશે કે જેમણે રોઝા રાખ્યા હતા તે કયાં છે?–તેઓ તેમાં પ્રવેશ કરશે ત્યાર પછી તે બંધ કરી દેવાશે. તેમના સિવાય અન્ય કોઈ તેમાંથી દાખલ થશે નહીં." (મુસનદ અહમદ)

બુખારી અને મુસ્લિમ માંહેની, હઝરત અબૂ–હુરયરહ (રદિ.) નો હવાલો ધરાવતી એક હદીસમાં વર્ણવાયું છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કહયું, "જન્નતના આઠ દરવાજા છે. જેમણે વારંવાર નમાઝ પઢી હશે તેમને નમાઝના દરવાજામાંથી બોલાવવામાં અવશે. જેણે ઉદારતાથી દાન કર્યુ હશે તેને સદકાના દરવાજામાંથી બોલાવવામાં આવશે. અને જેમણે વારંવાર રોઝા રાખ્યા હશે તેમને રય્યાન દરવાજામાથી બોલાવવામાં આવશે." (બુખારી, મુસ્લિમ. હદીસનો અંશ)

એ વ્યતિરેક હઝરત હલીમી (રહ.)એ કહયું છે કે જન્નતના દરવાજાઓમાં એક દરવાજો મુહમ્મદના (નામે)છે. એ સિવાય

અત–તૌબા, અસ–સલાહ, અસ–સવમ, અઝ–ઝકાહ, અસ–સદકહ, અલ–હજ્જ, અલ–ઉમરહ, અલ–જિહાદ અને અસ–સીલાહ દરવાજા છે. અને ઈબ્ને કસીરે નોંધ્યા પ્રમાણે કેટલાકે એમાં અલ–કાઝીમીન, અર–રાદીન અને અલ–અયમન નામે ત્રણ દરવાજાનો ઉમેરો કર્યો છે. અને જણાવ્યું છે કે જેમનો હિસાબ–કિતાબ નહીં થાય તેઓ આ ત્રણ દરવાજાઓમાંથી પ્રવેશ કરશે. વિશેષમાં અજરાએ તેમના ગ્રંથ 'કિતાબ અન–નસિહાહ'માં હઝરત અબૂ–હુરયરહ (રદિ.)ના હવાલાથી જન્નતનો એક દરવાજો અદ–દુઆ નામે હોવાનું નોંધ્યું છે.

આમ આપણે ગણીએ તો કુલ ચૌદ દરવાજા થાય. જયારે અહાદીસમાં દરવાજાની સંખ્યા આઠ હોવાનું દર્શાવાયું છે. સંખ્યામાં આ ફરક કેમ હશે? હું જાણતો નથી.અલ્લાહ અઅલમ.

**સર્વોચ્ચ શ્રેણી–ફિરદૌસ :–**

જન્નતના પણ તબકકા છે. યાને શ્રેણી છે. કક્ષાઓ છે. અબૂ–બકર ઈબ્ને અબૂ દાવુદે નોંધ્યું છે કે અબૂ–હુરયરહ (રદિ.)વર્ણવ્યું છે કે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, "જન્નતની એક સાથે સો શ્રેણી છે અને દરેકનું એકબીજાથી અંતર પાંચસો વર્ષનું છે. "(મુસતદરક હાકિમ, કન્ઝુલ ઉમ્માલ, અદ–દુર્ર અલ–મન્સુર)––તિરમીઝીમાં આ અંતર એકસો વર્ષનું હોવાનું દર્શાવાયું છે.

જન્નતની આ એકસો શ્રેણીઓમાંની સર્વોચ્ચ શ્રેણી ફિરદૌસ તરીકે ઓળખાય છે. અબૂલ કાસિમ તબરાનીએ નોંધ્યું છે કે મુઆઝ ઈબ્ને જબલ (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કહયું, "જન્નતમાં એકસો શ્રેણીઓ છે (અને)દરેક બે શ્રેણી

વચ્ચે તેવું છે, જેવું આભ અને ધરતી વચ્ચે છે. અને ત્યાં સર્વોચ્ચ શ્રેણી ફિરદૌસ છે. તેનાથી ઉપર અર્શે આઝમ છે અને એ જન્નતનો કેંદ્રીય ભાગ છે. અહીંથી જન્નતની નદીઓ નીકળે છે. માટે તમે (દુઆમાં) અલ્લાહથી માંગો ત્યારે ફિરદૌસ માંગો."(તિરમીઝી,ઈબ્ને માજા, તબરાની)

સર્વોચ્ચ શ્રેણીના લોકોની વૈભવી સ્થિતિ વિશે કલામે પાકમાં ઈર્શાદે ઈલાહી છે :

"કોઈ માણસ નથી જાણતો કે તેમણે કરેલાં કર્મના બદલા રૂપે આંખોના કેવા આનંદ તેમનાથી છુપાવીને રખાયા છે.(૩૨:૧૭)

અબૂ–હુરયરહ (રદિ.)વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કહયું, "પ્રતિભાસંપન્ન, ગૌરવશાળી અલ્લાહ કહે છે : 'મેં મારા મુત્તકી (સદાચારી)બંદાઓ માટે (તે ચીજો)બનાવી છે, જે આંખોએ જોઈ નહીં હોય કાનો એ સાંભળી નહીં હોય અને માનવમને કદી વિચારી નહીં હોય." (બુખારી)

**સોના ચાંદીની ઈંટો :–**

જન્નતના બાંધકામો આપણી બુધ્ધિ કામ ન કરે એવાં હશે. સૈયિદિના અબૂ–હુરયરહ (રદિ.)એ વર્ણવ્યું છે કે અમે કહયું, " ઓ અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અમને જન્નત વિશે કહો. તેનો પાયો (બાંધણી) કેવા હશે ?" –– અપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું "એક ઈંટ ચાંદીની અને બીજી સોનાની અને એનું પ્લાસ્ટર કસ્તુરીનું અને એના કંકર મોતી તથા માણેક છે. અને એની જમીન જાફરાન છે. જે ત્યાં દાખલ થશે તે સુખી રહેશે, કયારેય ઉદાસ

થશે નહીં. તે હંમેશ રહેશે અને વફાત પામસે નહીં. તેના લિબાસ જીર્ણ થશે નહીં અને તેની યુવાની કદી ઢળશે નહીં." (મુસનદ અહમદ , તિરમીઝી, હદીસનો અંશ)

અન્ય એક હદીસમાં ઈંટો મોતી–માણેકની હોવાનો ઉલ્લેખ છે. અબૂ બકર ઈબ્ને અબૂ અદ–દુનિયાએ નોંધ્યું છે કે અનસ (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમએ કહયું, "જન્નતે અદન અલ્લાહે તેના પોતાના હાથે બનાવી છે, સફેદ મોતીની એક ઈંટ, બીજી માણેકની ઈંટ અને ત્રીજી નીલમની ઈંટ ગોઠવીને. એનું પ્લાસ્ટર કસ્તુરીનું છે અને કાંકરા મોતી છે. અને એનું ઘાંસ જાફરાન છે." (બનાવ્યા પછી) તેણે તેને કહયું, 'બોલ ! ' અને તેણે કહયું :

'કદ અફલહલ મુઅમિનૂન' ખચીત સફળ છે તેઓ, જે શ્રધ્ધાવાન છે. (૨૩ :૧) અને અલ્લાહે કહયું, "મારી ઈજજત અને મારા ગૌરવની કસમ, તારી અંદર કોઈ કંજૂસ મારો પાડોશી બનશે નહીં.––" (મજમા અઝ–ઝવાઈદ, કન્ઝૂલ ઉમ્માલ, હદીસનો અંશ)

**મોતીના શામિયાના :–**

ગૌરવશાળી અલ્લાહ તઆલાએ કહયું છે : "હુરો (અપ્સરાઓ) શામિયાનામાં સુરક્ષિત, તો પછી તમારા માલિકની કૃપાઓમાંથી કઈનો તમે ઈન્કાર કરશો ?" (૫૫ : ૭૨–૭૩)

અબૂ–બકર ઈબ્ને અબૂ–મુસા અલ–અશઅરીએ તેમના પિતાના હવાલાથી નોંધ્યું છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કહયું, "ખચીત, જન્નતમાં શ્રધ્ધાવાન માટે એક આખા પોલા મોતીનો બનેલો એક તંબૂ–શામિયાનો છે. જે આઠ માઈલ લાંબો છે.

શ્રધ્ધાવાનો માટે તેની અંદર પત્નીઓ છે અને તે એક પછી એક તેમની પાસે જશે. તેઓ એક બીજીને જોશે નહીં." (બુખારી, મુસ્લિમ, તિરમિઝી, મુસનદ અહમદ)

અન્ય એક હદીસમાં એ શામિયાનાના એક હજાર સોનાના દરવાજા હોવાનું તથા પ્રત્યેક દરવાજામાંથી, અલ્લાહ તઆલા તરફથી, સોગાત લઈને એક ફરિસ્તો આવશે એમ દર્શાવાયું છે.

**કસ્તુરીની જમીન :–**

અબૂ–ઝર (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કહયું, "મને જન્નતમાં લઈ જવામાં આવ્યો હતો. અને ત્યાં પથ્થરો મોતીના છે અને ત્યાંની જમીન કસ્તુરીની છે." (મુસનદ અહમદ)

મુસ્લિમે અબૂ–સલમા તેમ જ અબૂ સઈદ (રદિ.)ના હવાલાથી નોંધ્યું છે કે ઈબ્ને સૈયદે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને જન્નતની જમીન વિશે પૂછયું અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કહયું "તે સુંદર, મુલાયમ અને ચોખ્ખી સફેદ તથા ચોખ્ખી કસ્તુરી છે."

આ હદીસમાં જન્નતની જમીન ચોખ્ખી કસ્તૂરી હોવાનું કહેવાયું છે. જયારે જન્નતના બાંધકામ વિશેની હદીસમાં એ જમીન જાફરાન હોવાનો ઉલ્લેખ છે. હું એમ માનું છું કે જમીન કસ્તૂરી હશે પણ ત્યાંનું ઘાસ જાફરાની–કેસરી હશે. કેમ કે જન્નતે અદન વિશેની હદીસમાં ત્યાંનું ઘાસ જાફરાન હોવાનો ઉલ્લેખ થયો છે. અલ્લાહ અઅલમ.

**અલ કવસર :–**

જન્નતમાં હંમેશા છલોછલ રહેતી કેટલીક નદીઓ છે. એ માહેની એક તે અલ–કવસર. અનસ (રદિ.) વર્ણવે છે કે જયારે સૂરહ કવસર નાઝિલ થઈ તો અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમએ પૂછયું, " તમે જાણો છો, અલ–કવસર શું છે ?," સહાબા (રદિ.) એ કહયું, "અલ્લાહ અને તેના પયગંમ્બર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બહેતર જાણે છે." આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, "એ એક નદી છે, જેનો સર્વશકિતમાન, ગૌરવશાળી અલ્લાહે મને વાયદો કર્યો છે. એની અંદર બેશુમાર ભલાઈઓ છે." (મુસ્લિમ)

અનસ (રદિ.)આમ પણ વર્ણવ્યું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, " (મેરાજ પ્રસંગે) હું એક નદી આગળ આવ્યો, જેના કિનારા પોલા મોતીના ગુંબજ–શા હતા. મેં પૂછયું, "ઓ જિબ્રિલ ! આ શું છે ?" તેમણે કહયું, " આ છે અલ–કવસર, જે વૈભવશાળી, ગૌરવશાળી અલ્લાહે આપને આપી છે." (બુખારી, મુસનદ અહમદ)

અહાદીસ અનુસાર આ નદીનું પાણી શુધ્ધ કસ્તૂરી જેવું સુગંધીદાર, દૂધથી વિશેષ સફેદ અને મધથી વિશેષ મીઠું છે. અને એનાં કાંકરા મોતીના છે. જન્નતમાં એના સિવાય દૂધની, મધની, પાણી તથા પવિત્ર શરાબની નદીઓ પણ છે."

**સોના નિલમનાં ઝાડ :–**

જન્નત એટલે બાગ, અને બાગમાં તો ઝાડ હોય. પણ તે આ ધરતી પરનાં ઝાડ જેવાં નહીં હોય. તેના રંગરૂપ ભિન્ન હશે. હદીસો

અનુસાર અલ્લાહ ના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું છે. " જન્નતમાં એવું એક પણ ઝાડ નહીં હોય, જેની ડાળો સોનાની નહીં હોય ! "

અબૂ બકર ઈબ્ને અબૂ–અદ દુનિયાએ વિશેષમાં ઈબ્ને અબ્બાસ (રદિ.)ના હવાલાથી નોંધ્યા પ્રમાણે જન્નતની નારિયેળી –ખજૂરીનાં થડ નીલમના અને શાખો સોનાની છે. ત્યાંના ફળો ખાસા મોટાં, મીઠાં અને વૃક્ષો ઘટાદાર છે, બુખારીની એક હદીસ પ્રમાણે, અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, "જન્નતમાં એક ઝાડ એવું છે, જેની છાયામાં કોઈ સવાર એક સો વર્ષ સુધી સફર કરે છતાં છાયામાંથી બહાર નીકળી શકે નહીં."

જન્નતમાં અનેકાનેક પ્રકારનાં વૃક્ષો છે અને તે સૌમાં વિશેષ પ્રસિધ્ધ અને અગત્યનું વૃક્ષ સિદરતુલ મુન્તહા છે. આ એક કાંટારહિત બોરડી છે. સાતમા આકાશ ઉપર. એ અંતિમ હદની બોરડીથી આગળ કોઈ જઈ શકતું નથી. એને મુકામે જિબ્રઈલ પણ કહે છે. મેરાજ વિશેની હદીસમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું છે, "ત્યાર પછી મને સાતમાં આકાશ પર સિદરતુલ–મુન્તહા આગળ લઈ જવામાં આવ્યો. મેં તેના ફળ જોયા, જે હરજર માટીના કૂજા જેવડા હતા. તેનાં પાંદડાં હાથીના કાન જેવડા હતાં. તેના મૂળ (થડ)માંથી બે (દેખી શકાતી) નદીઓ અને બે ગુપ્ત નદીઓ નીકળતી હતી. મેં તેમના વિશે જિબ્રિલને પૂંછયું અને તેમણે મને કહયું, "ગુપ્ત નદીઓ જન્નતમાં (વહે) છે અને જોવામાં આવેલી નદીઓ નાઈલ અને ફૂરાત છે." (બુખારી)

અને સિદરતુલ મુન્તહાનું વર્ણન કુરઆને કરીમમાં આ રીતે કરાયું છે.

' અને નિઃશંક, તેમણે તેને એક અન્ય પ્રસંગે પણ જોયો હતો, અંતિમ સીમાની બોરડી આગળ. જેની નજીક કાયમી રહેવાસની જન્નત છે. ત્યારે એ વૃક્ષ ઉપર (અદભુત એવું કંઈક) છવાઈ રહયું હતું.! પણ તેમની નજર ન બહેકી કે ન (હદથી) આગળ વધી. નિ'શંક, તેમણે તેમના માલિકની કેટલીયે મહાનતમ નિશાનીઓનું દર્શન કર્યું ! ' (સુરતુન્નજુમ—૫૩ : ૧૩—૧૮)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમએ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને બીજી એક વાર સિદરતુલ—મુન્તહા આગળ જોયા હતા. પ્રત્યેક્ષ જોયા હતા તેનું ઉપરોકત આયતોમાં વર્ણન કરાયું છે. અને એ પ્રસંગેની એ વુક્ષની સ્થિતિ વિશે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું છે, " ઘણા રંગો તેના ઉપર વિસ્તરેલા હતા અને તે શું હતું તે હું કહી શકતો નથી. વાસ્તવમાં, કોઈ તેનું વર્ણન કરી શકતું નથી !,"

**પ્રથમ પહેલો ખોરાક :—**

જન્નતમાં ખાવાપીવા માટે એક એકથી ચઢિયાતી અનેક વસ્તુઓ, વાનગીઓ, ફળો હશે. પરંતુ જન્નતવાસીઓને અપાનારો સૌથી પહેલો ખોરાક કયો હશે? સૌથી પહેલી ડિશ, વાની કે વાનગી કઈ હશે?——અનસ ઈબ્ને અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.) વર્ણવે છે. કે તેઓ મદીના આવ્યા એ વખતે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ, જન્નતવાસીઓ સૌ પ્રથમ કઈ વસ્તુ ખાશે, એ વિશેના એક પ્રશ્નના ઉત્તરમાં કહયું હતું,"માછલીના કલેજાની ત્વચા."(અહમદ, બુખારી)

બુખારી તથા મુસ્લિમની એક હદીસમાં દર્શાવાયા પ્રમાણે એક યહુદી સાથેની ચર્ચા દરમિયાન આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, "તેમનો (જન્નતવાસીઓનો) બાફેલો ખોરાક (STEW)કયો હશે તે હું તમને નહીં કહું ? "–તેણે કહયું,' હા.'–– આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું ,"તેમનો બાફેલો ખોરાક (STEW) બળદ અને માછલી હશે. તેઓ માછલીના કલેજાની ત્વચા ખાશે. તે એકમાંથી સિત્તેર હજાર (માણસો)ખાશે."(બળદ અને માછલીનું કાળજું)

**ચુંમોતેર પત્નીઓ :–**

અહાદીસે નબવી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અનુસાર જન્નતમાં દરેક પુરુષને બોતેર હુર અને બે માનવજાતિની પત્નીઓ મળશે. આ ચુંમોતેર (૭૪)પત્નીઓ અત્યંત સુંદર, સુઘડ, સ્વચ્છ અને પવિત્ર, પ્રેમાળ હશે. કલામે પાકના શબ્દોમાં કહીએ તો, : 'ત્યાં તેમના માટે પવિત્ર પત્નીઓ છે.' (૨:૨૫)

અને અન્ય સુરતમાં કહેવાયું છે, : 'અને ત્યાં ખુલ્લી–મોટી આંખોવાળી હુરો હશે, છુપા મોતીઓ જેવી !' (૫૬:૨૨–૨૩)

વળી તે સૌ સમાન વયની, કુંવારી, અક્ષતા અને પ્રેમાળ હશે. અબ્દુલ્લાહ ઈબ્ને મુબારકે નોંધ્યું છે કે અબૂ–સઈદે (રદિ.) વર્ણવ્યું છે કે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પવિત્ર પત્નીઓવાળી આયત (૨:૨૫) વિશે કહયું, " તેઓ માસિક અટકાવ, મળમૂત્ર, લીંટ અને થૂકથી મુકત હશે."

અબૂ હુરયરહ (રદિ.) વર્ણવે છે :' જન્નતમાં અયના નામે એક હૂર છે. તે જયારે ચાલે છે ત્યારે તેની આસપાસ સિત્તેર હજાર સેવકો ચાલે છે. તે (હુર)કહે છે : કયાં છે તે, પવિત્રતાનો આનંદ માણનારા અને ગુનાની મનાઈ કરનારા?' (કુરતુબી)

જન્નતમાં પુરુષ તેની ચુંમોતેર પત્નીઓ સાથે જાતીય સંભોગ કરશે. પરંતુ, ઈબ્ને કસીરે નોંધ્યું છે તે પ્રમાણે વિશ્વમાં છે એવો સંતતિ ઉત્પત્તિનો ક્રમ ત્યાં નહીં હોય. આમ છતાં સંતાનની ઉત્પત્તિ માણસની ઈચ્છાને આધીન હશે. માણસ ઈચ્છશે તો સંતાન થશે. જેમ કે રબ્બે કરીમે કહયું છે:

'તેમના માટે તેઓ ઈચ્છે તે સૌ તેમના રબ પાસે હશે. એ સદાચારીઓનો બદલો છે.' (૩૯ :૩૪)

**ઊંઘ અને મૃત્યુ :–**

અલ્લાહ તઆલાએ કલામે પાકમાં ફરમાવ્યું છે : 'તેઓ ત્યાં (જન્નતમાં) મૃત્યુંનો સ્વાદ ચાખશે નહીં, સિવાય કે પેહલી વફાત.' (૪૪:૫૬)

જન્નત અદ્દભુત એવું એક અત્યંત, ઉત્તમ, આનંદદાયક સ્થળ છે. ત્યાં માનવી જરાયે થાક અનુભવશે નહીં, કંટાળશે નહીં કે બેચેન થશે નહીં, હંમેશ જીવશે, બીમાર થશે નહીં, હંમેશ યુવાન રહેશે, સદા સુખી રહેશે અને કોઈ તકલીફ તેને અડશે નહીં.

અબ્દુલ્લાહ અબૂ–અવફા (રદિ.)નો હવાલો ધરાવતી એક હદીસ પ્રમાણે જન્નતમાં ઊંઘ વિશે પૂછાયેલા એક પ્રશ્નના ઉત્તરમાં

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, "બેશક મૃત્યુ એ ઊંઘનું જોડીદાર છે અને જન્નતમાં મૃત્યુ નથી." (બઅસ વ અન-નુશુર. હદીસનો અંશ)

મતલબ કે મૃત્યુ નથી, થક, કંટાળો, પરેશાની જેવું કંઈ જ નથી. રાહત જ રાહત છે, સવલત જ સવલત છે. માટે જન્નતમાં ઊંઘ પણ નથી.

**અલ્લાહના દર્શન :-**

ઈન્સાન અલ્લાહના દર્શન કરી શકે એ વાત કલ્પનાતીત યાને કલ્પના બહારની લાગે છે. કોઈ વિદ્વાન યા કોઈ તત્વજ્ઞાની કહે તો પણ આપણું મન એ સ્વીકારવા તૈયાર થાય નહીં. પાણીનું એક ટીપું મહાસાગર સામે શી રીતે ઊભું રહી શકે ? ના, એ શકય છે જ નહીં. પરંતુ એ વાત અલ્લાહના પયગમ્બર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ કહે તો, કશાયે શક-સંકોચ વિના એ માનવી, સ્વીકારવી પડે. કેમ કે અલ્લાહના પયગમ્બર જાણતા હોય તેવી જાણકારીનો દાવો કોઈ કરી શકતું નથી. અને કેમ કે તેમનો સંપર્ક અલ્લાહ સાથે હોય છે. અને કેમ કે અલ્લાહ તેના પયગમ્બરને આપે છે એવું જ્ઞાન અન્ય કોઈને આપતો નથી.

સૈયિદિના અબૂ-હુરયરહ (રદિ.) વર્ણવે છે કે કેટલાક લોકોએ પૂછયું : એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ શું કયામતમાં અમે અમારા રબને જોઈશું ? આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, " શું તમે સૂર્ય વિશે, જયારે તે વાદળોની ઓથમાં ન હોય શંકા કરી શકો છો ?"

તે લોકો એ કહયું , "નહીં, યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ." આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, "શું તમે

પૂનમના ચંદ્ર વિશે, જયારે તે વાદળોની ઓથમાં ન હોય, શંકા કરી શકો છો ?

તે લોકોએ કહયું " નહીં, યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ."અપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, " તમો એ જ રીતે કયામતમાં અલ્લાહ તઆલાને જોઈ શકશો." (બુખારી, હદીસનો અંશ )

શહીબ (રદિ.) વર્ણવે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, " જન્નતવાસીઓ જયારે જન્નતમાં દાખલ થઈ જશે તો અલ્લાહ તઆલા કહેશે : 'શું તમે લોકો કંઈક વિશેષ, વધારી આપું એમ ઈચ્છો છો ?' તેઓ કહેશે, ' શું આપે અમને કામિયાબ નથી કીધા ! શું આપે અમને જન્નતમાં દાખલ નથી કીધા ! અને જહન્નમથી મુકિત નથી આપી ! .'

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ કહે છે, "એ સમયે પડદો ઉઠાવી લેવામાં આવશે, અને ત્યારે તેમને આપવામાં આવેલા માંથી કોઈ પણ વસ્તુ પોતાના રબના દર્શનથી–દીદારથી વિશેષ વહાલી લાગશે નહીં." (બુખારી)

અબૂ–સઈદ ખુદરી (રદિ.) નો હવાલો ધરાવતી બુખારીની એક હદીસ પ્રમાણે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ કહયું, "અલ્લાહ તઆલા, જન્નતવાસીઓને પૂંછશે : ' શું તમે રાજી છો, ખુશ છો !,' તેઓ કહેશે " અમે ખુશ કેમ ન થઈએ કે જયારે આપે અમને એટલું આપ્યું છે કે જેટલું અન્ય કોઈ મખલૂકને આપ્યું નથી ! "

અલ્લાહ તઆલા ફરમાવશે, "હું તમને એનાથીયે મોટી વસ્તુ આપું છું." તેઓ કહેશે : 'ઓ અમારા રબ ! આનાથી મોટી વસ્તુ કઈ

હોઈ શકે છે ? (અને) અલ્લાહ તઆલા ફરમાવશે, " હું તમારા પર મારો રાજીપો ઉતારૂ છું હવે પછી કયારેય હું તમારાથી નારાજ થઈશ નહીં. " (બુખારી)

**સંદર્ભ ગ્રંથો :–**

(૧) ધ હોલી કુરઆન (ટ્રાન્સલેશન : માર્માડયૂક પિકથોલ) (૨) બિફોર એન્ડ આફટર ધ લાસ્ટ અવર : ઈબ્ને કસીર અદ–દમિશ્કી (ટ્રાન્સલેશન : રફીક અબ્દુર્રહેમાન.) (૩) અહાદીસે કુદસિય્યા (અનુવાદ, સંકલન : અબૂ– મસઊદ નદવી.)

# —: સંદર્ભ સૂચિ :—


| | |
|---|---|
| ૧ | બિફોર એન્ડ આફતર ધ લીસ્ટ અવર : ઈબ્ને કસીર અદ–દમિશ્કી ( ટ્રાન્સલેશન : રફક અબ્દુર્રહમાન) |
| ૨ | હુ ઈઝ હુ ઈન હોલી કુરઆન : મુહમ્મદ સઈદ સિદીકી. |
| ૩ | ધ હોલી કુરઆન (ટ્રાન્સલેશન એન્ડ કોમેન્ટ્રી : અબ્દુલ્લાહ યુસુફ અલી.) |
| ૪ | ધ હોલી કુરઆન (ટ્રાન્સલેશન : માર્માડયૂક પિકથોલ.) |
| ૫ | અહાદીસે કુદસિય્યા : ઉર્દુ અનુવાદ, સંકલન : અબૂ મસઉદ નકવી. |
| ૬ | સાયબાને રહમત : ઉર્દુ અનુવાદ, સંકલન : ડો. સૈયદ હામિદ હુસૈન બિલગરામી. |